श्री

# काव्यरत्नप्रभा

અથવા

શ્રીમન્મહાકવિ કાલિદાસે કરેલા

# કાવ્યરત્નનો પ્રકાશ.

ભાગ ૧ લો.

તે

બળવંતરાવ રામચંદ્ર જુન્નરકર

સબોર્ડિનેટ માજિસ્ટ્રેટ ટિકર મહાલ,

સંસ્થાન ધ્રાંગધ્રા.

તેણે રચી.

परिच्छिन्नस्वादोऽमृतगुडमधुक्षौद्रपयसां
कदाचिच्चाभ्यासाद्व्रजति ननु वैरस्यमधिकम् ।
प्रियाबिंबौष्ठे वा रुचिरकविवाक्येऽप्यनवधि-
र्नवानंदः कोऽपि स्फुरति तु रसोऽसौ निरुपमः ॥ १ ॥

મુંબઈ,

નિર્ણયસાગર યંત્રાલયમાં મુદ્રિત કરાવી પ

સંવત્ ૧૯૪૨.

# KÂVYA-RATNA-PRABHÂ

OR

## LIGHT OF THE GEMS OF

## KÂLIDÂSA'S POETRY.



PART I.



COMPILED BY

BALVANTRÂO RÂMCHANDRA JUNNARKAR,

SUBORDINATE MAJISTRATE, TIKKAR MAHÂL,

DHRÂNGDHRÂ STATE.



BOMBAY:

PRINTED AT THE NIRNAYA-SAGÂR PRESS.



Samvat 1942—A. D. 1886.



*Price* 8 *Annas.*

२७३४

श्री

# काव्यरत्नप्रभा

અથવા

શ્રીમન્મહાકવિ કાલિદાસે કરેલા

# કાવ્યરત્નનો પ્રકાશ.

ભાગ ૧ લો.

તે

બળવંતરાવ રામચંદ્ર જુન્નરકર

સબૉર્ડિનેટ માજિસ્ટ્રેટ ટિકર મહાલ,

સંસ્થાન ધ્રાંગધ્રા.

તેણે રચી

परिच्छिन्नस्वादोऽमृतगुडमधुक्षौद्रपयसां
कदाचिच्चाभ्यासाद्व्रजति ननु वैरस्यमधिकम् ।
प्रियाबिंबौष्ठे वा रुचिरकविवाक्येऽप्यनवधि-
र्नवानंदः कोऽपि स्फुरति तु रसोऽसौ निरुपमः ॥ १ ॥

મુંબઈ,

નિર્ણયસાગર યંત્રાલયમાં મુદ્રિત કરાવી પ્રસિદ્ધ કરી.

સંવત્ ૧૯૪૨. સન ૧૮૮૬.

કિંમત ૮ આના.

શ્રી

શ્રીમત્સકળ વિદ્વદ્ગુણાલંકૃત મને પરમ પ્રિય

# નેકનામદાર વિદ્વજ્જનો,

આપને નમ્રતાપૂર્વક વિનંતી કરૂંછું કે

આપનાથી આ દુનિયાની ચઢતી છે, આપના પ્રતા-
પથી બધે વિદ્વત્તા વધી છે, સર્વ સુખના
આધાર આપજ છો, આપના
સૂર્યવત્સંસર્ગથી આખી
આલમ
અજ્ઞાનાંધકાર છોડી સુ-
ધરતી આવી છે અને ટુંકામાં
કહું તો આ દુનિયાના અલંકારરૂપ આપજ છો,
તેથી આ લઘુ પુસ્તક નીચેનો શ્લોક ભણી આપને

**અર્પણ કરૂંછું.**

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શ્રીમત્સદ્ગુણયુક્ત જે સુખતણો આધાર છે, કેમકે
પ્યારાં કાવ્યથકી મનો ખુશિકરે સારૂં બુરૂં પારખે।
રીતીમાં સુપ્રવીણ કાવ્ય કરવે મત્પ્રીય વિદ્વાન્સભા
તેને અર્પણ દાસ થૈ કરૂંછું હૂં આ કાવ્યરત્નપ્રભા ॥

હું છું આપનો સેવક,

**બળવંતરાવ રામચંદ્ર જુન્નરકર,**

કર્ત્તા.

# પ્રસ્તાવના.

આ દુનિયાની અંદર બધાં સુખનાં સાધનોમાં કાવ્ય એ મોટું સુખ-સાધન છે. તે વારંવાર વાંચવાથી તેના ઉપર જરાપણ અરૂચી થતી નથી પરંતુ તેથી ઉલટી રીતે તેનું જેમ જેમ આવર્ત્તન કરવામાં આવે તેમ તેમ તેમાંથી નવી નવી ખૂબીઓ અને ચમત્કારની લેહેર્યો નીકળી હૃદયને તલ્લિન કરેછે. કાવ્ય વિલક્ષણ રચનાથી રચાએલું, વિવિધ ગુણથી ભરેલું, અનેક અલંકારોથી શણગારાયેલું, અને રસ ભાવથી યુક્ત એવું એક વાક્ય છે.

**ભારતી** પ્રજામાં શ્રીમન્મહાકવિ **કાળિદાસ**ના કાવ્યો શ્રેષ્ઠ ગણાયછે, એટલુંજ નહીં પરંતુ ઇતર દેશની પ્રજા પણ તે કવિરાજના કાવ્યોને માન આપેછે. આ કાવ્યો **સંસ્કૃત** ભાષામાં હોવાથી તેનો લાભ આ પ્રજાથી લઈ શકાતો નથી, તેથી મને વિચાર થયો કે એ કવિરાજના કાવ્યોનો ચમત્કાર **ગુજરાતી** ભાષાની કવિતામાં દાખલ કરી સગવડતા પ્રમાણે પ્રસિદ્ધ કરવો. આ મેં મારો વિચાર **મેઘદૂત, રઘુવંશાંતર્ગત અજવિલાપ** અને **ઋતુસંહાર** એ ત્રણ નહાના કાવ્યો પ્રથમ તૈયાર કરી અમલમાં આણ્યો. તે આ "**કાવ્યરત્નપ્રભા** પ્રથમ ભાગ" દેશબાંધવોની સેવામાં સાદર કરૂંછું. શ્રીમન્મહાકવિ **કાળિદાસે** બનાવેલાં કાવ્ય-રત્નોની મેં પ્રભા લીધી છે તેથી આ પુસ્તકને મેં "**કાવ્યરત્નપ્રભા**" એવું નામ આપ્યું છે. હવે પણ મારે તે કવિરાજના જે જે કાવ્યો **ગુજરાતી** રૂપે પ્રસિદ્ધ કરવાનાં છે, તે **કાવ્યરત્નપ્રભાને** નામેજ પ્રસિદ્ધ કરીશ અને તેના ઉપર પ્રથમ ભાગ, બીજો ભાગ, ત્રીજો ભાગ, એમ અનુક્રમ બતાવીશ.

આ પ્રથમ ભાગમાં દાખલ કરેલાં કાવ્યોની ટૂંક હકિકત મારે જણાવવી જોઈએ.

પેહેલું મેં **મેઘદૂત** કાવ્ય ગોઠવ્યું છે; તેની હકીકત એવી છે કે **અલકા** નગરીના રાજા **કુબેર**ની તેહેનાતના એક યક્ષે પોતાની ફરજમાં કસુર કરવાથી **કુબેરે** તેને શાપ આપ્યો જે તારે એક વરસ સગાંસંબંધીથી અલગ રહી એકાંત વાસ ભોગવવો; આ હુકમને તાબે થઇ યક્ષ **ચિત્રકૂટ** પર્વત ઉપર આવ્યો, ત્યાં તેણે આઠ માસ ગુજાર્યા અને **આશાડ** મહિનાના એક દિવસની સાંજે તેના જોવામાં એક વાદળું આવ્યું. આ વાદળાની ગતિ **અલકાનગરી** તરફ હતી, તે જોઈ વિરહપીડામાં બ્હાવરા બનેલા યક્ષે એ વાદળાને દૂત ઠરાવી તેને પોતાની સ્રીને આપવાનો સંદેશો કહ્યો.

તે ઉપરથી આ કાવ્યને **મેઘદૂત** એવું નામ કવિરાજે આપ્યું છે. આ કાવ્યના **પૂર્વમેઘમાં ચિત્રકૂટથી** ઠેઠ **અલકાનગરી** સુધી જતાં જે જે રસ્તામાં નદીઓ, પર્વતો, શેહેરો, અને સ્થળો આવેછે; તે મેઘને રસ્તો બતાવવા તરીકે મહાકવિને છાજે તેવી રીતે કવિરાજે સરસ રચનામાં વર્ણવ્યાં છે. **ઉત્તર** મેઘમાં **અલકાનું** વર્ણન, યક્ષના ઘરનું વર્ણન અને યક્ષની સ્ત્રીના સ્વરૂપ તથા તેની વિરહી સ્થિતિનું વર્ણન ઘણુંજ અસરકારક તથા મનોહર કર્યું છે. છેવટ જેના માટે આ કાવ્ય રચાયું છે, તે સંદેશો આવેછે. આ સંદેશો જેવો મોકલવો ઘટે તેવોજ છે.

**મેઘદૂત** પછી **અજવિલાપ** છે, આ ભાગ **રઘુવંશના** આઠમા સર્ગમાંથી લીધો છે. સ્ત્રી પુરૂષનો અપ્રતીમ પ્રેમ જે દુનિયાદારીને સુખ સલાહમાં નિર્ગમન કરાવવા શક્તિવાન કરેછે, તે પ્રેમનો અદ્દભુત નમુનો તેજ આ **અજવિલાપ** છે. **હિંદુશાસ્ત્ર**માં સ્ત્રીઓને વધારે પુરૂષો કરવા જેમ પ્રતિબંધ છે, તેમ પુરૂષોને વધારે સ્ત્રીઓ કરવાની કાંઈ એ શાસ્ત્રે છૂટ આપી નથી. **અજ** રાજાએ પણ **ઇંદુમતી** છતાં અને તેના મર્ણપછી પણ બીજી સ્ત્રી કરી નથી આ એકપત્નીવ્રત **અજના** પૌત્ર **રામચંદ્રજીએ** પણ રાખ્યું, અર્થાત્ આ **અજવિલાપ** એ એક કરૂણારસ પ્રધાન બોધ-કારક કાવ્યનો ભાગ છે. તેની હકિકત એવી છે કે **રઘુ** રાજાના પુત્ર **અજ** એક વખત પોતાની રાણી **ઇંદુમતીને** લઈ ક્રીડા કરવા સારૂ બગીચામાં ગયા હતા, તેવામાં **નારદ ઋષિ** અંતરીક્ષ એ બગીચાને રસ્તે થઈ **ગોકર્ણ મહાબળેશ્વરના** દર્શન સારૂ જતા હતા, તેમની વીણા ઉપરની દિવ્ય પુષ્પની માળા **ઇંદુમતી અજ** સાથે બગીચામાં હતી તેના અંગ ઉપર વાયુના જોરથી ઉડીને પડી. જેવી માળા તરફ **ઇંદુમતીની** નજર ગઈ કે તરત તેણીએ વિવ્હલ થઇ દેહ ત્યાગ કર્યો. આ દુઃખદાયક મર્ણથી **અજ** રાજા ઘણા શોકાતુર થયા. અને તે શોકમાં તેમણે જે વિલાપ કરેલો છે, તે ઘણો ક-રૂણા જનક છે. તે વાંચવાથી વાંચનારનું હૃદય ભરાઈ આવેછે. છેવટે વસિષ્ટના શિષ્યે આવી રાજાને બોધ કર્યો છે કે **તૃણબિંદુ** નામના ઋષિએ ભારે તપ કરવાથી **ઇંદ્રને** શંકા થઈ કે તે મારૂં **ઇંદ્રાસન** લેશે, તેથી એ તપમાં વિઘ્ન કરવા **હરિણી** નામની અપ્સરાને મોકલી. આ અપ્સરાએ કરેલી કામ ચેષ્ટાથી વાકેફ થઇ **તૃણબિંદુએ** તે **હરિણીને** શાપ આપ્યો કે, તું મૃત્યુલોકમાં મનુષ્યયોની ભોગવ્ય. તેણે ઘણા કાલાવાલા કરવાથી ઋ-ષિએ ઉચ્છાપ આપ્યો જે જ્યારે દિવ્ય પુષ્પો તારી નજરે પડશે ત્યારે તું પાછી સ્વર્ગમાં આવીશ. આ **હરિણી** તેજ **ઇંદુમતી**, અને તેનો ઉદ્ધાર **ના-રદની** વીણા ઉપરના દિવ્ય પુષ્પથી થયો, આ તત્વાર્થ શિષ્યે જાહેર કર્યો

તોપણ અજ રાજાના મગજ ઉપર કાંઈ અસર થઈ નહીં અને તે દુઃખમાંજ તેણે કાળ કર્યો.

ત્રીજું કાવ્ય **ઋતુસંહાર** છે. તેમાં છએ ઋતુનું વર્ણન છે. અને તે વર્ણન પુરૂષે પોતાની સ્ત્રી પાસે કર્યું હોય તેવા આકારમાં છે. આ કાવ્યમાં દરેક ઋતુની અંદર થતા જુદા જુદા ચમત્કાર જેવા કે પૃથ્વી, આકાશ, વાયુ, પર્વતો, નદીઓ, સરોવરો, પશુ પક્ષીઓ, સ્ત્રી પુરૂષો, એ સર્વેની સ્થિતિ દરેક ઋતુમાં કેવી કેવી બદલાય છે, તેનું ઘણુંજ મનોહર વર્ણન કવિરાજે કર્યું છે. તેમાં વિશેષેં કરીને સ્ત્રિયોના શૃંગારનું વર્ણન વિસ્તારમાં છે. આ ઉપરથી કવિરાજ શૃંગારના શૉખીલા હતા એમ સિદ્ધ થાયછે. આ કાવ્યમાં બીજા વર્ણનો ઘણાંજ થોડાં છે, એમ કહીએ તો પણ ચાલે; પ્રત્યેક ઋતુમાં સ્ત્રિયોનો શણગાર, તેઓના હાવભાવ, તેઓના નખરા, તેઓનાં ઘરેણાં, તેઓના મોજશોખ, અને તેઓની વિરહાવસ્થા; ઈત્યાદિ બાબતોનાં વર્ણન છે. આ શૃંગાર બતાવતાં મારે જનાપવાદથી આંચકો ખાવો વ્યર્થ છે. કેમકે જેવાં કવિરાજના કાવ્ય રત્ન તેવીજ તેની મેં પ્રભા લીધી છે. તેનો ભાવાર્થ ફેરવવા હું અશક્ત છું.

આ ભાષાંતર શબ્દે શબ્દ નથી. કેમકે **સંસ્કૃત** શિખનારને તે ભાષાની રચના જાણવાને માટે અથવા તે ભાષાનું જ્ઞાન થવામાં મદદગાર તરીકે થવા આ પુસ્તક કર્યું નથી. પણ મૂળ ગ્રંથના ભાવાર્થ ઉપર દોર રાખી તે **ગુજરાતી** ભાષામાં દેશ રૂઢી પ્રમાણે શોભે એવી ગોઠવણથી આ પુસ્તક કર્યું છે. તેમ કરવાથી કેટલીક જગોએ અર્થમાં મૂળ કરતાં કમ જાદે થયેલું હશે પણ ઘણું કરી ભાવાર્થ જવા દીધો નથી અને જ્યાં કમ જાદેપણું હશે તે પણ મૂળ ભાવાર્થને મળતાપણું રાખી શોભાવે તેવી રીતે ગોઠવ્યું છે. આ કેહેવું એ મારૂં કામ નથી, તે સર્વેની બૂઝ સુજ્ઞ વાચકો કરશેજ.

આ કાવ્યો પૈકી **મેઘદૂત** તથા **અજવિલાપ**માં મુખ્યત્વે લાવણીની ચાલ દાખલ કરી છે. કેમકે **ગુજર્જર** પ્રાંતમાં શૃંગાર વિગેરે શૉખના વિષયો લાવણીમાં ગાવાનો પ્રચાર છે.

લાવણી એ માત્રા મેળ છે, તેનો પૂર્વાર્ધ ૩૦ માત્રાનો હોઇને તેની ૧૩ મી તથા ૨૧ મી માત્રાએ યતી હોય છે. અને ઉત્તરાર્ધ ૨૨ માત્રાનો છે, તેની ૧૩ મી માત્રાએ યતી છે; તે આ નીચે બતાવેલ છે.

૨ ૨૨ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૨ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૨ ૧ ૧ ૨ ૨
શ્રીમદ્દેશ્વરણનિ હજુર, નોકરી ઉપર, હતો એક યક્ષ,
૨ ૧ ૧ ૨ ૨ ૨ ૧ ૨ ૧ ૧ ૧ ૧ ૧ ૨ ૨
બેફિકરો રંગી નહીં, ફરજ પર લક્ષ.

**ઋતુસંહાર**માં ભુજંગી, માલિની, લલિત, તોટક, નારાચ, પંચ ચામર, રોળા, ચોપાયા, વસંતતિલકા, હરિગીત, શિખરિણી, શાર્દૂલ-વિક્રીડિત, સવૈયા એકત્રીશા અને મનહર, ઈત્યાદિ વપરાતાં વૃત્તોની યોજના કરી છે. અને તેમાં વપરાએલા કઠણ શબ્દની તેજ પાને સમજાય તેવી ફુટ નોટ આપી છે.

**ગુજરાતી**માં જોડણીનો નિયમ સરખો નહીં હોવાથી **મરાઠી** ભાષા-ની પેઠેજ પિંગળના નિયમ પ્રમાણે અક્ષરો હ્રસ્વ દીર્ઘ મૂકેલા છે, એવા હેતુથી કે વાંચનાર શુદ્ધ ઉચ્ચારણ કરે કે તેની મેળેજ છંદની ચાલ બંધ બેસતી આવે.

**ગુજરાતી** ભાષા એ મારી સ્વભાષા નથી એટલે એબારત તેમજ રૂઢીના શબ્દોમાં અથવા અર્થમાં વખતે ચુક હશે, માટે સુજ્ઞ વાચકો તે વિષે ક્ષમા કરી મને સૂચવશે એવી આશા છે. જો લોકપ્રસન્નતા મને આ પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવાની ફરજ પાડશે તો તે સુજ્ઞ વાચકોની સૂચના પ્રમાણે હું સુધારો કરીશ.

છેવટ મારે જણાવવું જોઈએ કે આ કાવ્યરત્નપ્રભાનું પુનરાવલોકન કરી પ્રેસમાં મોકલતાં મારા મિત્ર મિ. **મૂળશંકર કેવળરામ** દવેએ તથા મિ. **શિવલાલ પીતાંબર** પટેલે મને સુધારવા સંબંધી જે જે યોગ્ય સૂચનાઓ કરી છે, તેથી તેમનો હું ખરેખર આભારી થયોછું.

**બળવંતરાવ રામચંદ્ર જુન્નરકર.**

ટીકર તારીખ ૧ જુન ૧૮૮૬.

# काव्यरत्नप्रभा.

# મેઘદૂત

## પૂર્વ મેઘ.

*લાવણી.

[1]શ્રીમદ્વૈશ્રવણનિ હજુર નોકરી ઉપર હતો ઍક યક્ષ;
બેફિકરો [2]રંગી, નહીં ફરજ પર લક્ષ. ૧
[3]સર્વદા [4]વિલાસો ગમે, [5]પ્યારિ–સંગમે હોય તે રાજી;
નિત કસુર થતાં ભોગવે ધણિનિ ઈતરાજી. ૨
ઍક દિને અગત્યનું કાજ કહે [6]ધનરાજ યક્ષને કરવા;
ભુલિ જઈ ગયો તે ધરે [7]પ્રિયાથી રમવા. ૩
બગડતાંજ [8]કાર્ય–વિભાગ ફાવિયો લાગ યક્ષના [9]અરિને;
જાહેર પાધરૂં કર્યૂં, તરત [10]ધનપતિને. ૪
ધનપતી પછી યક્ષને લાવિ [11]સામને ગુસે બહુ થઇને;
કહે કર કાળૂં, [12]મદમસ્ત ભોગ્ય તૂં દુખને. ૫
જે સાથે લંપટ બની મત્તતા ઘણી આવિ છે તુજને;
વર્ષ એક એ સ્ત્રીતણો વિરહ ભોગવ્યને. ૬
પછિ [13]રામગિરી ઊપરે તેજ અવસરે જઇ કર્યો [14]આશ્રમ;
ઝાડોનિ ઘટા ગર્દ છે જે જગે [15]અનુપમ. ૭

---

*"મળિ અપસરા બે ચાર ગઇતિ ઍકવાર શિખર કૈલાસે; વળતીતી સાંથી નાર માર્ગ આકાશે" એ રાગે ગવાય છે.

૧ લક્ષ્મિવાન કુબેર. ૨ શોખી. ૩ હંમેશા. ૪. મોજ શોખ. ૫ સ્ત્રી-સંગ. ૬ કુબેર. ૭ સ્ત્રી. ૮ સોંપેલું કામ. ૯ શત્રુ. ૧૦ કુબેર. ૧૧ આગળ. ૧૨ મદમાં છકેલો. ૧૩ ચિત્રકૂટ. ૧૪ રહેવાની જગ્યા. ૧૫ ઉપમા આપી શકાય નહીં તેવું.

સીતાજી ન્હાવાથકી થયાં છે નકી પવિત્ર ઝરાંઓ;
નિર્મળ જળથી જે વહે તહાં સઘળાંઓ. ૮
યક્ષ એ ગિરી પર રહે, વિરહને સહે, માસ કેટલાક;
દૂબળો થયો, આવિ છે મૂખ પર ઝાંખ. ૯
[1]સ્વર્ણના કડાં હસ્તથી [2]વિરહકૃષતાથિ ગળીને પડિયાં;
શુભ અમુલ્ય રત્નોથકી જે હતાં જડિયાં. ૧૦
આષાડ માસ એકદિને ચાલતાં વને એ ગિરી ઊપર;
સાંજે [3]ગજ જેવો મેઘ જુએ તે સુંદર. ૧૧
રવિ–કિરણોવડે રતાશ છવાઈ ખાસ મેઘની માંહે;
જાણે ગજ [4]વપ્રક્રિડા કરે છે ત્યાં એ. ૧૨
ઘનસામું જોઈ યક્ષ તે ગળગળો થતે આંસુ ભરિ આવ્યાં;
પણ ધૈર્ય રાખિ જેમ તેમ કરી થોભાવ્યાં. ૧૩
સુખિ માણસ [5]વિહ્વળ બને મેઘ જોઇને, પછી શું નવાઈ;
વિરહી વ્યાકુળ થઇ જાય તેહમાં ? ભાઈ ! ૧૪
ચોમાસું કાઢી શકે વિરહમાં સુખે નારિ, તેમાટે–
મોકલવી ખુશિની ખબર [6]જિમુતની સાથે. ૧૫
એમ ધારિ તોડી ફૂલ, ઘણાંજ [7]મૃદૂલ, [8]ઘનાર્ચન કીધાં;
આવકાર મધુરી વાણિવડે ત્યાં દીધાં. ૧૬
[9]ધૂમ્ર વાયુ જળ વીજળી ચાર એ મળી નીપજ્યો ઘન તે–
[10]જડ સંદેશો લઇ જાય, કહો શી રીતે ? ૧૭
એ વિચાર કાંઈ નોય, વિરહિ જે હોય જનો તેઓને;
સરખા [11]જડ ચૈતન બેઉ, ભેદ નવ જાણે. ૧૮

૧ સોનાના. ૨ વિરહથી પ્રાપ્ત થયેલી દુર્બળતા. ૩ હાથી. ૪ ટેકરાથી ટક્કર લઇ ધુળ ઉડાડવાની રમત. ૫ વ્યાકુળ. ૬ આ શબ્દ સાભિપ્રાયછે તેનો એક અર્થ મેઘ થાયછે. અને બીજો જી=જીવન પાણી મૂત ગાંસડી અર્થાત્ પાણીની ગાંસડી જે સમાચારથી જીવને આધાર મળે તે સમાચારની ગાંસડીરૂપ મેઘ. ૭ કુમળાં. ૮ મેઘનાં પૂજન. ૯ ધુમાડો. ૧૦ જીવવીનાનો. ૧૧ જીવ નિર્જીવ વસ્તુ.

[1]પુષ્કરાવર્ત નામના શ્રેષ્ઠ કૂળમાં જન્મ છે તારો;
ઇચ્છારૂપી છૂં દૂત ઇંદ્રનો સારો. ૧૯
હૂં વિયોગદુઃખી તને વિનવું, સૂણને [2]કુલિન છૂં માટે–
મારે જાચવું તુજ કને યોગ્ય છે, સાચે. ૨૦
જાચવૂં યોગ્ય ગુણિ પાસ જાય કદિ [3]ક્લાસ; તોય નહિં સારૂં–
[4]નીચમૂખ બોલાવવૂં, થાય કદિ ધાર્યૂં. ૨૧
[5]સંતપ્ત જનોને શાન્ત કરછ [6]બિનભ્રાંત, યાર ! તેમાટે;
હર તાપ આપિ સંદેશ પ્યારિને જાતે. ૨૨
અલ્કા યક્ષેશ્વરતણી રૂડિ છે ઘણી નગરિ, ત્યાં જાજે;
[7]શિવમુકુટ-શશી ઢાળતો મહેલને, જોજે. ૨૩
તૂં નભમાં ચઢતો જોઇ નારિ સઉ કોઇ [8]પંથિની, હોંશે–
કેશો કોરે કરિ [9]કરે તૂજને જોશે. ૨૪
[10]તુજ રતે [11]વિરહિણીપતી ઘર તરફ [12]ગતી કરે છે, માટે–
પંથિની નારિયો રાજિ થશે તૂં [13]જાતે. ૨૫
તાહરૂં પધારવું થયે, કોણ રે રહે પ્રિયાથી છેટે ?
નહિં બિજો, કમનશીબ હૂં; પરાધિન છૂં તે. ૨૬
[14]મંદ મંદ વાયૂ વાઇ તને ઓ ભાઇ ! યોગ્ય દોરેછે;
ડાબો [15]ચાતક બોલિને શુકન આપેછે. ૨૭
[16]ગર્ભાધાનક્ષણ ઠીક ગણીજ ઘણીક ભેળિ થાયે છે–
બગલિયો હાર બંધાઇ તને ભેટેછે. ૨૮
શુભ ચિન્હે તુજ ભોજાઇ કુશળ ઓ ભાઇ! જણાશે તુજને;
ગણતી શિક્ષાના દિન [17]વ્યગ્રતા લઇને ૨૯

---

૧ મેઘ ત્રણ જાતના થાય છે. તેમાં પુષ્કરાવર્તની જાત શ્રેષ્ઠ છે. ૨ ઉમદા કુળનો. ૩ વ્યર્થ. ૪ હલકા માણસનું મોઢૂં. ૫ તાપ પામેલા. ૬ બેશક. ૭ શીવજીની જટામાં રહેનારો ચંદ્ર. ૮ મુસાફરની. ૯ હાથે. ૧૦ તારી રૂતુમાં, વર્ષારૂતુમાં. ૧૧ વિયોગી સ્રીનો વર. ૧૨ વળણ. ૧૩ જવાથી. ૧૪ ધીમેધીમે. ૧૫ બપૈયો. ૧૬ ગર્ભધારણ કરવાને લાયક વખત. ૧૭ ફીકર.

[1]કુસુમો સમ નારીતણૂં હૃદય [2]મૃદુ ઘણૂં હોય હંમેશાં;
વિરહે ચિરાય પણ માત્ર જાળવે આશા. ૩૦
છત્રવાળિ ને [3]ફળવતી કરે [4]વસુમતી ગર્જના તારી;
સુણિ હંસો કરશે [5]માન જવા તૈયારી. ૩૧
બિસનૂં ભાતૂં લઈ ખાસ હંસ કૈલાસ સૂધિ તુજ સાથે–
આવશે, અકાશે થશે ઠીક બધિ વાતે. ૩૨
રઘુપતિપદ પડતાં [6]તત્ર [7]પુનિત સર્વત્ર થયાં [8]તટ ગિરિનાં;
દે [9]આલિંગન એ મિત્ર ગિરીને હમણા. ૩૩
લે રજા ગિરિનિ, કેમકે સ્નેહ આ [10]તકે દિસેછે ભારે;
જ્યારે ઘન! મળછ તું મુકછ આંસુડાં ત્યારે. ૩૪
સંદેશો કહિશ હું તને, પછી સૂણિને જાણિતા થાવૂં;
ચાલવા યોગ્ય તૂજને માર્ગ બતલાવૂં. ૩૫
[11]વિશ્રામાર્થે છે શિખર માર્ગની ઉપર, થાક, તો ખમજે;
તાજો થાવા નદિજળોનું [12]પાન તું કરજે. ૩૬
"ઓ માડિ! [13]અદ્રિનૂં શિખર લઈને [14]સમિર જાયછે જલદી;"
તુજ જોઇ ચમકિ બોલશે [15]મુગ્ધસિદ્ધસ્ત્રી. ૩૭
આ નેતરના વંનથી ઊડિ ઝડપથી [16]નભે ઉત્તરમાં;
[17]દિગ્ગજનો હરજે ગર્વ, યાર તૂં! ક્ષણમાં. ૩૮
રત્નની છાંયના જેવું [18]ચાપ આ કેવું! ઇંદ્રજીકેરૂં;
[19]વિવરમાંથિ જે નીકળ્યૂં યાર! રૂડેરૂં. ૩૯
તેહના રંગિ તેજમાં યાર! [20]ખુશનુમા શામ તનુ તારી–
દીપે, જયમ પેરે મોર મુગટ મોરારી. ૪૦

---

૧ ફૂલ. ૨ કોમળ. ૩ ફળવાળી. ૪ પૃથ્વી. ૫ માનસરોવર. ૬ તહાં. ૭ પવિત્ર. ૮ શિખર. ૯ ભેટવું. ૧૦ વખતે. ૧૧ વિસામાં સારૂ ૧૨ પીવું. ૧૩ પર્વતનું. ૧૪ વાયુ. ૧૫ સિદ્ધપુરૂષોની મુગ્ધા અવસ્થાની સ્ત્રી. ૧૬ આકાશે. ૧૭ દિશાઓના હાથીનો. ૧૮ ધનુશ. કામઠું. મેઘ ધનુષ. ૧૯ રાફડામાંથી. ૨૦ સુંદર

તુજથકી નીપજે અન્ન ધારિને મન્ન, ખેડુસ્ત્રી હોંશે-
જાણે ન કટાક્ષજ તોય, તૂજને જોશે. ૪૧
રાખ્યાં છે ખેડી ક્ષેત્ર, -હેમનાં નેત્ર ભાઇ ! ત્યાં કરિને;
તરતજ વળજે તું યાર ! ઉત્તરે ફરિને. ૪૨
જેહનાં વંનનાં અનળ કર્યાં છે શિતળ વર્ષિને ભારે;
[1]આમ્રકૂટ લેશે શીર તને આ વારે. ૪૩
જોઇને પૂર્વ ઉપકાર નીચ પણ યાર ! આશરો દેછે-
મિત્રોને, તો આ ગિરી [2]ગુરૂત્ત્વ ધરેછે. ૪૪
[3]પક્વામ્રથકી ચોપાસ [4]ગૌરતા ખાસ લાગશે સાંજે;
[5]વેણીવર્ણો તૂં ! વચે શિખર પર રેજે. ૪૫
કહેશે ન્યાળી મળિ સકળ અમરના [6]યુગુલ, "જુઓ શું મજેનૂં-
ગોરૂં ને વચ્ચે શામ [7]કૂચ પૃથ્વીનૂં" !! ૪૬
ભિલભીલડિયો જ્યાં રમ્યા યાર ! કુંજમાં, થોડું ત્યાં રેજે;
ઉલેચાએ જળ તુંથી જવાશે સેજે. ૪૭
[8]વિન્ધ્યાદ્રીપરથી યાર ! નીરખિશ સાર પડેલી [9]રેવા;
હસ્તીને અંગે પટા ચીતર્યા જેવા. ૪૮
જાંબૂઝુંડે અથડેલું સુગંધિ બનેલું રાનિગજમદથી-
[10]રેવાજળ તીખૂં પિજે, નાંખ્યુ છે તેથી. ૪૯
ઓજદાર થાતાં યાર ! તને ન લગાર ઉડાવે વા રે;
છલકાય અધૂરા ઘડા, ભર્યા નવ હાલે. ૫૦
કળિયો કાળી ને પીળિ [11]નીપ પર ખીલિ તેહ દેખીને;
જળમય દેશે નિકળેલ કેળ ખાઇને. ૫૧

---

૧ એક પર્વત છે. ૨ મોટાપણું. ૩ પાકેલા આંબાથી. ૪ ગોરાપણું. ૫ વાળજેવા રંગના. ૬ દેવનાં જોડલાં. ૭ સ્તન. ૮ વિન્ધ્યાચળ પર્વત. ૯ નર્મદા. ૧૦ મેઘને એમ કેહે છે કે ઉપર તેં નાંખ્યુ છે (વૃષ્ટી કરીછે) ઉલટી કરીછે તેથી રાનીહાથીના મદથી સુગંધી થયેલું તથા જાંબુના ઝુંડથી અથડાયેલું નર્મદાનું ઔષધી પાણી પી. ૧૧ સ્થળ કદળી.

જ્યાં પ્રથમજ વૃષ્ટી થઈ [1]તુષ્ટ થઈ મહી, ગંધ તે લઇને,
અટકળશે તારો માર્ગ વને મૃગ જઇને. ૫૨
ચાતક ચતુરાઇથિ મુખે તુજ કણો મુકે, તેહ નિરખંતાં,
બગલિયો અકાશે ઉડે તેમને ગણતાં; ૫૩
ઓચીંતિ ગર્જના તારિ થતાં ત્યાં ભારિ સૂણિ ભય પામી-
પડશે વળગી નાથને સિદ્ધસ્ત્રી [2]નામી. ૫૪
છે ખેંચ માહરી જોય તૂજને, તોય થશે શેકાંત;
દર ગિરિપર ખુશબોદાર ફૂલની જાત. ૫૫
નેહે કરશે ઓ યાર ! નેકિ પોકાર મોરલા ત્યારે;
આ મોજવિષે મુજ કામ રખે વીસારે. ૫૬
શુભ પગલાં થતાં ધનેશ! દશાર્ણવિદેશ-વિષે·તુજ ભાઈ!
કેતકી ફૂલિ મ્હેકશે ગંધ ફેલાઈ. ૫૭
નગરના [3]તરૂપર યાર ! [4]બળી ખાનાર કાગ માળાઓ-
કરશે, થાશે જાંબુથી રાન કાળાંઓ. ૫૮
રાખિને થોડું મુકામ, મૂકિ પછિ ઠામ રાજહંસો જી,
ચાલવા થશે તૈયાર દેખિ તુજને જી. ૫૯
ત્યાં રાજધાનિ વિખ્યાત પ્રગટ ભલિભાત વિદીશા નામે;
જા, ભોગવજે કામિના શૉખ એ ઠામે. ૬૦
[5]સિત્કાર કરતું [6]જળવહન વેત્રવતિવદન-તણું ચુંબન કર;
મોઝાંથી કરશે [7]વક્ર ભૃકુટિ તે તુજ પર. ૬૧
યાર ! તે નગરિની છેક નજીકજ એક ક્રિડાપવર્ત છે;
માર્ગનો ઉતરવા થાક યોગ્ય એ સ્થળ છે. ૬૨

---

૧ વરસાદથી ધરાયેલી પૃથ્વીનો ગંધ. ૨ સુંદર. ૩ ઝાડપર. ૪ શ્રાદ્ધમાં બળી અપાય છે તે. ૫ આ શબ્દના બે અર્થ છે સ્ત્રી પક્ષે સિત્કાર અને નદી પક્ષે પાણીનું ખળખળવું. ૬ જળનું વેહેવું. ૭ વાંકી ભમર.

જેહની ગુફાનો યોગ્ય લેછ ઉપભોગ તરૂણ [1]નાગરિકો;
સુંદર વેશ્યાની સાથ અતરનો ભભકો. ૬૩
તુજ પધારવે એ ગિરી મૂકિ દિલ્ગિરી [2]કદંબે ફુલશે;
મિત્ર મળે [3]રોમેરોમ ખિલે જ્યમ હર્ષે. ૬૪
વિશ્રામ લેઇ ચાલજે નદીતીર જે બગીચા તેમાં–
[4]વૃષ્ટિ કરી જુઇ જાઇને સીંચજે ક્ષણમાં. ૬૫
વીણેછ માળણો [5]કુસુમ, તેમને [6]ધરમ થાયછે માટે;
કર તેપર ઘડિભર છાંય પવનની સાથે. ૬૬
ઉત્તરે જતાં એ યાર ! ઉજેણ લગાર ફેરમાં કદિ છે;
તોપણ ત્યાં જઇ [7]મંદિરો નિરખજે; શુભ છે. ૬૭
ચમકતાં વીજળી તારિ, નગરની નારિ ચકિત થઇ હોંશે;
[8]નિલ વિશાળ [9]ચળ આંખ્યુથી તૂજને જોશે. ૬૮
કદિ ન લે [10]કટાક્ષવિલાસ–તણો તૂં ખાસ યોગ્ય એ લાવો;
તો તેં આ જગમાં વ્યર્થ જનમ ગૂમાવ્યો. ૬૯
[11]ચંચળી લ્હેર લાગતાં શબ્દ જે થતા [12]હંસપંક્તીના;
માનજે તેજ ઘૂઘરા જેનિ [13]કાંચીના; ૭૦
છે વાંકૂ જેનૂં વહન, તેજ ગણ ગમન યાર! મલપંતૂં;
ઘૂમરી ખાય જળ તેજ [14]નાભિ ગણજે તૂં. ૭૧
એ નિર્વિન્ધ્યારસ સાથ ક્રિડા કરિ [15]ભ્રાત ! સુખે ભોગવજે;
પ્રેમદાનિ પ્રીતી વિલાસથકિ સઉ સમજે. ૭૨

---

૧ નગરના રેહેવાસીઓ. ૨ ફુલેલા કદંબના વૃક્ષથી. ૩ રૂંવાડે રૂંવાડે. ૪ વરસવું. ૫ ફૂલ. ૬ ધામ. ૭ ધરો. ૮ કાળી. ૯ ચંચળ. ૧૦ કટાક્ષની ખુબી. ૧૧ ૭૦થી ૭૪ સુધીની લાવણીમાં નિર્વિંધ્યાનદીને વિરહિણી નાયિકા કલ્પી છે. અને મેઘને નાયક કલ્પ્યો છે. ૧૨ હંસની હાર્યો તેજ નાઈકાના કમરપટાના ઘુઘરા. ૧૩ કમર પટ્ટો. ૧૪ ડુંટી જળ ઘુમરીખાયછે તેજ નાયિકાની ડુંટી. ૧૫ ભાઈ.

[1]તટતરૂના પાકાં પાન ખર્યાથી જાણ્ પીળિ તે પડિછે;
તુજ વિરહે દુબળી વેન સાંકડે વ્હેછે. ૭૩
તુજ આવે માને સૂખ, ગયે અતિદુ:ખ દિલ્લ ધારેછે;
તેને દે [2]જીવનદાન, પિડા ભારે છે. ૭૪
તૂં [3]વિશાળ નગરે જજે, યાર ! જ્યાં મજે લક્ષ્મિની ભારી
ઉદયનની જાણે કથા વૃદ્ધજન સારી. ૭૫
[4]ભોગવી સુકૃત સ્વર્ગના બાકિ પુણ્યના લેશથી હરિને–
લાવ્યા કટકો સ્વર્ગનો, તેજ પુર ગણને. ૭૬
લંબાવી [5]સારસતણા મદભર્યા ઘણાં શબ્દ [6]પ્રેવાસે;
ખીલાવી કમળો, વ્યાપ્ત થતો તે વાસે. ૭૭
[7]સુરતશ્રમ કરતો શાન્ત સ્ત્રિના નિરભ્રાંત ખરા દિલથી તે–
[8]સિપ્રાવાયૂ પ્રીછવે જહાં પિયુ રીતે. ૭૮
[9]યુવતિયે બાલમાં તેલ ફુલેલ ધરેલ, જાળિમાંહેથી–
મારશે બ્હેક, તૂજને થશે સુખ તેથી. ૭૯
નાચશે કળાયલ મોર, ટીહુનો શોર બંધુભાવેથી–
કરશે હર્ષે, ત્યાં થશે ગમત સેજથી. ૮૦
છે અગાસિ જાળી બ્હાર [10]સુરમ્ય અપાર તહાં મદમાતી;
સ્ત્રીના રાતા પગ પડયા મેંદિ દીધાથી. ૮૧
છે પડયાં કુસુમ ઓ યાર ! ખૂશબોદાર જહાં ભભકંતાં;
ત્યાં ખમી થાક ઊતાર નગર [11]શ્રી જોતાં. ૮૨

---

૧ કાંઠે ઉગેલાં ઝાડ. ૨ આ શબ્દના બે અર્થ થાયછે, નાયીકા પક્ષે જીવાડવું અને નદીપક્ષે પાણી આપવું. ૩ એક નગર છે. ૪ વિશાળ નગર એવું છે કે પુણ્યવાન પુરૂષોએ સ્વર્ગનું સુખ ભોગવી બાકીના પુણ્યથી એ નગર રૂપી સ્વર્ગનો કટકો મૃત્યુલોકમાં લાવ્યા હોય એવું તે સારૂં છે. ૫ એક પક્ષી. ૬ સવારે. ૭ સ્ત્રીપુરૂષ સંગનો થાક. ૮ ઉજ્જયનીને પાદર આવેલી સિપ્રાનદી ઉપરથી આવતો વાયુ. ૯ જુવાન સ્ત્રીએ ૧૦ મજાની. ૧૧ નગરની શોભા.

[1]ત્રિભુવન ગુરૂ પ્રભુ મહાકાળ વંદજે યાર! જઈને હોંશે;
છબિ [2]સ્વામિકંઠની નિરખિ ગણો તુજ જોશે. ૮૩
વિશ્રામ બાગ શંભુના ઝાડ જ્યાં ઘણાં પવન ડોલાવે,
ખીલવી કમળને ગંધ બધે ફેલાવે. ૮૪
[3]ગંધવતી નિર્મળ જળે વહેછે બળે, રમ્ય દેખાએ;
જળ થાય [4]સુગંધીયુક્ત [5]વિલાસિનિ ન્હાયે. ૮૫
વ્હેલો મોડો એ ઠામ પ્હોંચ સુખધામ, માન આ કહેવૂં.
[6]અસ્તાચળ પ્હોંચે રવી ત્યાં સુધી -હેવૂં. ૮૬
સંધ્યાટાણે શિવપુજા-વિષે કર મજા [7]દુંદુભી થઇને;
તુજ મંદ ગરજવૂં થજો સફળ શિવપુજને. ૮૭
તે સમે નૃત્ય ત્યાં કરે ગુણીકા ખરે ઝાંઝરો ઝમકે;
ઢાળતાં ચમર શંભુને કંકણો ઝણકે. ૮૮
આ શ્રમ હરવાને કાજ યાર મહૉરાજ! પ્રેમદા ઊપર–
કર શિતળ બિંદુની વૃષ્ટિ ધીમિ અતિ સુંદર. ૮૯
કાળાં નિજ નેત્રોથકી તૂજપર નકી કટાક્ષો કરશે;
જ્યમ [8]ભ્રમરપંક્તિ ખિલિ કમળ નીકળે હરષે. ૯૦
થાતાં [9]તાંડવ હર તણે [10]ભુજતરૂવને વિંટાઈ -હેવૂં;
[11]સાન્ધ્યતેજ રાતૂં લેઈ જાસુદી જેવૂં. ૯૧
[12]આળાં [13]ગજચર્મનું કાજ સહેલ ઈલાજ–વડે તેં સાર્યૂં;
માટે [14]ગિરિજા ખુશિ થતાં થશે તુજ ધાર્યૂં. ૯૨
ઘનઘોર રાત જામશે ઉજ્જની વિષે, ગીચ અંધારૂં;
ખોસતાં સોય મહિં જાય, બીક દેનારૂં. ૯૩

---

૧ ઉજ્જયનીમાં જ્યોતીલિંગ છે. ૨ શિવજીના કંઠની. ૩ મહા કાલેશ્વ-રના મંદિર પાસે એક નદી છે. ૪ સુગંધીવાળું. ૫ શોખી સ્ત્રી. ૬ આથમતી વખતે સૂર્ય આડી જે ઓથ થાયછે તે પર્વત. ૭ દેવની નોબત. ૮ ભમ-રાની હાર. ૯ એક જાતનું નાચતું. ૧૦ હાથરૂપી ઝાડોનું વન. ૧૧ સાંઝ વખતનું રાતું તેજ. ૧૨ લીલું ટપકતું. ૧૩ હાથીનું ચામડું. ૧૪ પાર્વતી.

તે સમે યારના ઘરે જાયછે ખરે સ્રિયો, તેઓને;
દે અજવાળું ચમકાવિ તારિ વિજળીને. ૯૪
પણ લગાર નહિં વરસવૂં, નહીં ગરજવૂં, તે સમે ભાઇ !
બીશે સ્રી આ જોઇને [1]કૃત્ય ભયદાઈ. ૯૫
થાકશે તારિ વીજળી ચમકતી ભલી ઘણું ચમકંતાં;
તું છજે રાત -હે જહાં કબૂતર સૂતાં. ૯૬
ઊગતાં સૂર્ય કે તર્ત મૂકિ સઉ અર્થ મારગે પડજે;
મિત્ર-કાજ અધુરાં ન -હે લિધાં છે શિર જે. ૯૭
યારો આપીને સાંથ, ન પળતાં વાત થઈ મન ભંગ;
ગાળે પ્રમદા આંસુડાં ખોઇ ઊમંગ. ૯૮
તેને મનાવવા કાજ યાર મહૉરાજ ! સવારે જાયે;
નહિં વધારવૂં અંધારૂં અસુર બહુ થાયે. ૯૯
[2]નલિનિના [3]કમલમૂખના [4]હિમાશ્રૂ ઘણાં [5]કરથિ લૂવાને
પરદેશથિ આવે રવી ઉતાવળ કરિને. ૧૦૦
આડો આવિશ આ વાર સૂર્યને, યાર ! તો ગુસે થાશે;
પ્યારિના સંગમાં વિઘન સહન કો કરશે ? ૧૦૧
[6]ગંભિરાપ્રસન્નાંતરે છાંય તુજ પડે રાજિ તે થાશે;
[7]મચ્છના ઉછાળા રૂપિ નેત્રથી જોશે. ૧૦૨
નેહભર્યાં આ નેત્રનાં કટાક્ષો ઘણાં તૂજપર થાતાં;
કરતો ન વ્યર્થ તે જરા અસુર થઇ જાતાં. ૧૦૩
તેણિના [8]કૃષ્ણ-જળ-રૂપિ સાડિ કરિ છૂટિ [9]હસ્ત નેતરથી;
[10]કટિતટ દેખાશે સ્હેજ તૂજ એ કૃતથી. ૧૦૪

---

૧ કામ. ૨ કમલિનીના. ૩ કમળરૂપી મુખનાં. ૪ હિમરૂપી આંસુ. ૫ કિરણરૂપી હાથથી. ૧૦૨ થી ૧૦૫ સુધી ગંભીરા નદીને નાયિકા કલ્પી છે. અને મેઘને નાયક કલ્પ્યો છે. ૬ ગંભિરાના બહોળા જળમાં. ૭ માછલાં ઉછળી પોતાના પેટ ઉઘાડાં કરેછે તે રૂપી આંખ્યો. ૮ કાળા પાણિ રૂપી સાડી. ૯ નદીમાં તરતા નેતરરૂપી હાથ. ૧૦ નદીના કાંઠારૂપી કેડ.

વધુ રોકાતાં એ સ્થળે નહિં રહે દિલે માહરી અરજી;
શીખી તોડે ક્યમ આવિ યુવતિની મરજી. ૧૦૫
તુજ વડે ભીનિ થઈ મહી, ગંધ તે લઈ જોશથી વાતો,
[1]શુંડા દ્વારે હસ્તિથી યાર ! પીવાતો; ૧૦૬
પકવતો ઊમરા રાનિ [2]વાયુ સુખદાનિ ઠંડ થઇ વાતાં,
ધીમે તુજ કરશે વ્યજન દેવગિરિ જાતાં. ૧૦૭
ત્યાં રહ્યા [3]સ્કંદ કરિ [4]સ્થિતી [5]પુષ્પમય મૂર્તિ બની,-એ પ્રભુને,
સીંચજે પુષ્પ [6]સ્વર્ગંગ-મહીં ભિંજવીને. ૧૦૮
[7]સુરસૈન્યનું [8]સેનાપત્ય ગ્રહણ કરવાર્થે [9]શશીધર પ્રભુએ,
અગ્નિમુખે મૂક્યૂં [10]ઉગ્ર તેજ, તે છે એ. ૧૦૯
જ્યોતિર્લેખા સમ પિચ્છ મોરનૂ ગીચ [11]માજિ લે કાને,
પુત્રપ્રેમે એ પિચ્છ કમળ સમ માને. ૧૧૦
શંભુના [12]શશીએ જોઇ પવિત્રજ ધોઇ કર્યાં જેનાં ચખ,
ગિરિ ગજવિ [13]સ્કંદશિખિ નચાવ તે તૂં આ [14]તક. ૧૧૧
[15]શરવને થયા એ દેવ પૂજિ તતખેવ ચાલ, વીણાઓ–
ભીંજ્યાનિ બિકે ખસશેજ સિદ્ધજોડાંઓ. ૧૧૨
આગળ [16]સરિતા આવશે જોઇ નહિં હશે એવિ ઘન ! તુજને,
જે રંતિદેવનૃપકીર્તિ [17]મૂર્તિમત ગણને. ૧૧૩
એ ભૂપે [18]ગોમેધમાં કર્યો પૃથ્વિમાં નાશ ગાયોનો;
તે રક્ત ચર્મથી પ્રવાહ નિકળ્યો જેનો; ૧૧૪

---

૧ સૂંઢવતી. ૨–૧૦૬–૧૦૭ કડીમાં કર્ત્તા વાયુ છે. ૩ કાર્ત્તિકસ્વામી. ૪ રહેણાક. ૫ ફુલનો મેઘ થઇ. ૬ આકાશગંગામાં. ૭ દેવની સેનાનું. ૮ સેનાપતિપણું. ૯ શીવજીએ. ૧૦ અદ્ભુત, ભારે. ૧૧ પાર્વતી. ૧૨ શિવજીની જટામાં રહેનાર ચંદ્રમા. ૧૩ કાર્ત્તિકસ્વામીનો મોર. ૧૪ આ વખત. ૧૫ નેતરના વનમાં. ૧૬ નદી. ૧૭ સુરત વંતી. ૧૮ જે યજ્ઞમાં ગાયો હોમાય છે તે યજ્ઞ.

તેમાટે [1]ચર્મણ્વતી ખ્યાતિ થઈ છતી પુરાણે જેની,
[2]સાદર ચિત્તે લે મુલાકાત ઘન ! તેની. ૧૧૫
[3]મૌક્તિકવર્ણી વેનમાં તુજ [4]કાળિમા ભેળિ જ્યાં થાશે,
પામિને સિદ્ધ સંદેહ [5]નભે મૂંઝાશે; ૧૧૬
શું [6]ધરતીમાએ ધર્યો મોતિનો ભર્યો હાર નિજ કંઠે–
લટકાવ્યો સારો ઇન્દ્રનીલ મણિ વચ્ચે. ૧૧૭
આવશે નગર દશપૂર ઘણૂં નહિ દૂર ત્યાંથકી તૂંને;
સુંદર સ્ત્રી જાણે ત્યાંનિ [7]ભૃકુટિ-વિભ્રમને. ૧૧૮
[8]શ્વેત કૃષ્ણતાથી યુક્ત તેમના રક્ત કટાક્ષ દિપેછે;
જેમ કુંદકળીમાં રહી ભ્રમર સોહેછે. . ૧૧૯
[9]બ્રહ્માવર્ત્તે પાધરો ગઈ છાંયડો લેઇ સંચરજે;
છે તહાં શુરાનૂં કુરૂક્ષેત્ર પાવન જે. ૧૨૦
[10]ગાંડીવધરે જ્યાં હણ્યાં નૃપમુખો ઘણાં બાણના ઘાએ;
જેમ કરછ કમળમુખહાનિ વૃષ્ટિ ધારાએ. ૧૨૧
[11]કૌરવપાંડવસંગ્રામ થતાં બળરામ [12]ઉભય પક્ષોમાં,
દેવી તે કોને મદદ મુઝાઈ મનમાં. ૧૨૨
તજ્યું રણ ને બીજી [13]સુરા જેહ સુંદરા રતાશ દઈને,
ચળકાવે રેવતિનેત્ર તોય તે તજિને; ૧૨૩
જઇ રહ્યા સરસ્વતિતીર સેવ્યું શુભ નીર સેવ તૂં હર્ષે,
થઇ [14]શુદ્ધાંતર વર્ણેજ કૃષ્ણતા -હેશે. ૧૨૪

---

૧ એક નદી. ૨ ભાવસહિત. ૩ મોતી જેવા રંગનાં. ૪ કાળાશ. ૫ આકાશમાં. ૬ પૃથ્વીએ. ૭ કટાક્ષવિલાસ. ૮ ધોળું. ૯ એક પ્રાન્તછે. ૧૦ અર્જુન. ૧૧ કૌરવ પાંડવની લડાઈ. ૧૨ બન્ને. ૧૩ દારૂ, દારૂ પીવાથી બળરામની સ્ત્રી રેવતીના નેત્ર રાતાં થતાં હતાં અને શોભતાં હતાં તો પણ બળરામે તેનો ત્યાગ કર્યો. ૧૪ અંદરનો ભાગ શુદ્ધ.

ત્યાંથકી [1]કનખલે જતાં [2]જન્હુકન્યકા [3]હિમગિરી નીચે-
આવતી જણાશે તને માર્ગની વચ્ચે. ૧૨૫
[4]કપિલશાપહત સગરના સુતો, સ્વર્ગના માર્ગ ચઢિ જાએ,
માટે આણી શું નિસર્ણિ ભગીરથરાયે? ૧૨૬
ખીજવવાને પાર્વતી ફિણથિ તે હસતિ શંભુકેશોને-
ઝાલેછે [5]ઉર્મીકરે [6]વિધુ ક્ને રહિને. ૧૨૭
હોય જો આશ પીવાનિ [7]સ્ફટિક સમ પાણિ તેણિનૂં તાજૂં,
આકાશથિ તૂં લંબાઇ ઉગમણી બાજૂ. ૧૨૮
[8]સુરગજની રીતે પિજે, કાળિ છાંય જે તારિ ગંગામાં-
પડશે, થાશે આશ્ચર્ય સહૂનાં મનમાં. ૧૨૯
ગંગાયમુનાનો થયો જાય કયમ કહ્યો આ જગે સંગમ!
અસ્થાને છે તેથકી પડે નહિં કંઇ ગમ. ૧૩૦
કસ્તુરીમૃગો બેસતાં થાય [9]ગંધિતા શિળાઓ જેની,
હિમ વર્ષે થાયે [10]ભ્રાંન્તિ કપુર ઢગલાની. ૧૩૧
તે હિમાચલતણા તટે ચાર! તૂં [11]જતે શંભુનંદીને-
[12]શૃંગે ચોટી છે ગાર, લાગશે જનને. ૧૩૨
ફૂંકતાં પવન [13]સુરદારૂ ઘસાતાં ડાળ્યું પ્રગટિ [14]દાવાનલ-
[15]ચમરિના વાળ બાળશે, ઘણૂં જેનૂં બળ. ૧૩૩
હરવા પીડિત આપદા [16]સુજનસંપદા માત્ર ઉપયોગી,
તો વર્ષી કર ગિરિ શાન્ત, તૂં [17]સદુદ્યોગી. ૧૩૪
રાખ્યો તેં મારગ ઘણો [18]શરભમૃગતણો છતાં ગિરિઉપર-
ઉન્મત્ત થઈ કદિ ધસી આવશે તુજ પર; ૧૩૫

---

૧ એક તીર્થછે. ૨ ગંગા. ૩ હિમાલય પર્વત. ૪ કપિલદેવજીના શાપથી મરાયેલા. ૫ મોજાં. ૬ ચંદ્ર. ૭ એકજાતના ધોળા મણી. ૮ ઇંદ્રનો ઐરાવત હાથી. ૯ ગંધવાળી. ૧૦ શક. ૧૧ જવાથી. ૧૨ શિંગડે. ૧૩ દેવદાર. ૧૪ અગ્ની. ૧૫ રાનીગાય. ૧૬ સજ્જનની લક્ષ્મી. ૧૭ સારો ઉદ્યોગ કરવાવાળો. ૧૮ ટીડ.

વર્ષિને કરાનો માર આપજે યાર! તેમને સામો
કોણ કૃતે પામ્યૂં કરીજ અવળાં કામો? ૧૩૬
શંભુના પદો ઉત્કૃષ્ટ પડ્યાં છે સ્પષ્ટ શિલાની ઉપર,
સિદ્ધે ત્યાં અર્ચન કર્યૂં સુ [1]ભક્તિપુરઃસર. ૧૩૭
[2]સાયુજ્ય મળે દર્શને પાપ બાળિને જનોને ભાઈ!
પરદખ્ખણા કરજે ખરા દિલથિ તૂં આંહીં. ૧૩૮
ગિરિ પર [3]કિન્નરિ મળિ સરવ [4]ત્રિપુર પર વિજય શંભુનો ગાયે,
વાંસમાં ભરાઈ પવન શબ્દ ત્યાં થાયે. ૧૩૯
તુજ શબ્દ ગજવતો [5]દરી તે ઘડી કરી મૃદંગનિ પેઠે,
પશુપતિજશનૂં [6]સંગીત થજે શુભ રીતે. ૧૪૦
છે [7]ક્રૌંચરન્ધ્ર ત્યાંકને ભાઇ! તેહને જાણ હંસોના–
દરવાજો ને [8]ભાર્ગવનિ કીર્તિનો નમુનો. ૧૪૧
તેમાંથિ જતાં ઉત્તરે વાંકથી ખરે જણાશે, જાણે–
વામનપગ કાળો [9]બળીનિગ્રહને ટાણે. ૧૪૨
ચઢતાં ઉપર ત્યાંથકી આવશે નકી ગિરી કૈલાસ,
રાવણે હલાવી કર્યો નરમ ચોપાસ. ૧૪૩
ધોળા ઊંચા જેહના [10]શૃંગ આભમાં લાગિયા, જાણે–
શંભુના [11]અટ્ટહાસનોજ ઢગ સૌ માને. ૧૪૪
કેવળ [12]સુરપ્રમદાતણો ગણ તું [13]આયનો એ ગિરી ઉપર,
મોજે તૂં રેજે મેઘરાયજી! ઘડિભર. ૧૪૫

---

૧ ભક્તિપૂર્વક. ૨ એક જાતનું પરમેશ્વરનું પદ. ૩ કિન્નર ગંધર્વ જેવી સ્વર્ગમાં જાતછે, તેઓની સ્ત્રિયો. ૪ ત્રિપુરાસુર દૈત્ય ઉપર શીવજીએ મેળવેલી ફતેનું ગીત. ૫ ગુફા. ૬ ગાનતાન. ૭ એ હિમાલયના ડુંગરાઓમાં છે. આ ક્રૌંચગિરીને પરશુરામે બાણ મારી ગુફાઓ પાડી દીધી હતી અને તે ગુફાને રસ્તે હંસો જતા આવતા હતા એમ ભાવછે. ૮ પરશુરામ. ૯ બળી ઉપર દબાણ કરતી વખતે. ૧૦ શિખર. ૧૧ મોટેથી ખડખડ હસવૂં. ૧૨ દેવની સ્ત્રિયોનો. ૧૩ અરીસો.

તું [1]કૃષ્ણ [2]ગૌર એ [3]તટે બેસવા જતે, ગિરી સઉ જોશે;
શૂં ઓઢયું [4]હળધરે વસ્ત્ર શામળૂં હોંશે !! ૧૪૬
કાઢિને [5]ભુજગકંકણો હસ્ત [6]માજીનો [7]ગ્રહી ઇશ્વરજી–
[8]ક્રીડાર્થે [9]મણિતટ જશે, સઘ થાવૂં જી. ૧૪૭
જળતણો કરી અટકાવ પગથિયાં ભાવ–થકી થા સર્વે,
તં થઇશ સફળ માબાપતણાં પગ પડવે. ૧૪૮
મણિતટે [10]સુરસ્ત્રી નૃત્ય કરેછે સત્ય શંભુની પાસે,
હાલતાં [11]વલય ગ્રીષ્મથી ધામ ત્યાં થાશે; ૧૪૯
તં અનિશ ફુવારો ત્યાંય નારિ ઘનરાય ! ન મૂકે તુજને,
તો ત્રાસ દઈ પજવજે યાર ! ગરજીને. ૧૫૦
[12]હેમાબ્જ ઉગે જ્યાં જાણુ સરોવર માન–વિષે જળ પીજે;
ઐરાવતનૂં [13]મુખવસ્ત્ર ઘડી ભર બનજે; ૧૫૧
[14]કલ્પવૃક્ષના શુભ પત્ર પવનથી મિત્ર ! જરા ડોલવજે,
મનગમતી [15]ચેષ્ટા ગિરી ઉપર તું કરજે. ૧૫૨
[16]પતિના ખોળે જ્યમ નાર, તે રિતે ધાર યાર ! અલકાને;
કૈલાસઉછંગે રહી શ્રેષ્ટ સઉ માને. ૧૫૩
જેની કનેથિ દુર [17]દુકુળ ગંગરૂપિ, [18]ધવળ વેન ખસિ ગયું છે,
અલકાએ [19]વિલાસિનીનું રૂપ ત્યાં ધર્યું છે. ૧૫૪
મોતાવળ વાળેવાળ ભરેછે [20]બાળ- યુવતિ જે રીતે–
ધરતાં સોળે શણગાર શિરે નખથી તે. ૧૫૫
અલકા મહેલોરૂપિ શિરે [21]અભ્રને ધરે જેહ વરસેછે;
મોતાવળસેર્યોતણી ભ્રાન્તિ થાયેછે. ૧૫૬

---

૧ કાળો. ૨ ગોરૂં. ૩ શિખર. ૪ બળદેવજી. ૫ શંકર પોતાના હાથમાં નાગના કડાં પહેરેછે તે. ૬ પાર્વતીજી. ૭ લઈ. ૮ મોજ માટે. ૯ કૈલાસનું એક શિખર છે. ૧૦ દેવની સ્ત્રિયો. ૧૧ કંકણો. ૧૨ સોનાનાં કમળ. ૧૩ હાથીના કપાળ ઉપર શોભામાટે જે શિર્રી નાખવામાં આવેછે તે. ૧૪ જે વૃક્ષને તળે બેસી ધાર્યું પ્રાપ્ત થાયછે, તેવું વૃક્ષ. ૧૫ ગંમત, મોજ. ૧૬ આ ઠેકાણે કૈલાસ પર્વતને નાયક ઠરાવ્યો છે અને અલકાને નાયિકા કલ્પીછે. જેવી રીતે ધણીના ખોળામાં સ્ત્રી હોય તેવી રીતે કૈલાસની તળાટીમાં અલકા રહેલીછે. ૧૭ વસ્ત્ર. ૧૮ ધોળું. ૧૯ શોખીલી સ્ત્રી. ૨૦ ખિલતી જવાનીવાળી સ્ત્રી. ૨૧ વાદળાં.

# ઉત્તર મેઘ.

---

આવશે એ નગરી મારિ અતી સુખકારિ [1]રમ્ય દેખાતી;
અલકાની શોભા યાર ! વર્ણિ નથિ જાતી. ૧૫૭
વીજળી છે તારી પાસ, સુંદરી ખાસ તહાં માલેછે;
છે ઇંદ્રધનુષ તુજ, તહાં રંગ સોહેછે. ૧૫૮
ગર્જના થાયછે તારિ, પડે ત્યાં સારિ મૃદંગે થાપ;
તારામાં જળ, ત્યાં મણી જડયાજ [2]અમાપ. ૧૫૯
તૂં ઊંચો છૂં ઓ ભ્રાત ! ગગનથી વાત કરે એ ભારી;
અલકાના મ્હેલો કરે બરાબરિ તારી. ૧૬૦
[3]ત્યાં વિલાસિનીના કરે કમળ -હે ખરે, કુંદકળિ માથે;
લોદરફુલરજે પિળાશ મૂખ પર જો તે. ૧૬૧
કર્ણે શુભ સર્સવફૂલ ઘણાંજ મૃદૂલ, કેશમાં કુરબક;
સેંથામાં નિપનૂં ફૂલ સુચવતૂં તુજ રત. ૧૬૨
થાયછે તરૂને નિત્ય પુષ્પ ત્યાં સત્ય, [4]ભ્રમરગુંજારવ,
કલહંસ સાથ ડોલેછ [5]નલિનિ ખિલિ સુંદર. ૧૬૩
મોરલા કરે ટિહુ ટિહૂ કળા કરિ સહૂ હર્ષમાં રાજે;
નિત હરે ચાંદણી [6]તિમિર, મજાઓ સાંજે. ૧૬૪
[7]હર્ષાશ્રુ ફકત નેત્રમાં તેહ પૂરિમાં, ન બીજે બ્હાને;
[8]વ્હેતાપ, જે મળે જાય બિજે નવ જાણે. ૧૬૫

---

૧ સુંદર. ૨ ઘણાજ. ૩ છએ રૂતુ અલકામાં એકી વખતે વર્તે છે. -હે એ ક્રિયાપદ ૧૬૧ થી તે ૧૬૨ સુધીની કડીને લાગુ છે. જેમકે શરદરૂતૂનાં કમળ હાથમાં -હેછે. શિશિરૃતુની કુંદકળિયો માથે -હેછે. હેમંતરૂતુના લોદરના ફુલ મુખ ઉપર -હેછે. સરસવ અને કુરબક વસંત તથા ગ્રીષ્મના કાનમાં અને બાલમાં રહેછે. નિપનું ફૂલ તારી રતનું (ચોમાસાની રતનું) સેંથામાં રહેછે. ૪ ભ્રમરોનું ગણ ગણવું. ૫ કમલિની. ૬ અંધારૂં. ૭ હરખનાં આંસુ. ૮ જે અલકામાં વિરહનોજ તાપ જે ભેટવાથી દૂર થાયછે, તે તાપ સિવાય બિજે તાપ હોતો નથી.

હોયછે પ્રેમનો કલહ, બિજો નહિં અકહ !! ક્લેશ તે પુરિમાં;
જોબન પાખી જાણે ન કોઈ ત્યાં વયમાં.　　　　૧૬૬
થાયછે મૃદંગઅવાજ મધુર ઘનરાજ ! [1]હર્મ્યે મણિમયમાં,
[2]તારાતેજે થઇ ફુલનિ ખુબી ખુશનૂમા.　　　　૧૬૭
બેસિ ત્યાં યક્ષ સ્ત્રિ સાથ ભીડિને બાથ મોજ માણેછે;
કલ્પવૃક્ષના [3]મધની ઝૂક ઊડેછે.　　　　૧૬૮
ગંગાના તટ નિર્મળે કલ્પતરૂ તળે થંડિ લ્હેર્યોમાં–
કિન્નરકન્યાઓ રમે [4]સ્વર્ણવેળૂમાં;　　　　૧૬૯
વેળુમાં છુપાવે રત્ન, કોઈ કરિ યત્ન બીજિ કાડેછે;
[5]સુરઇચ્છા કરતી તુચ્છ ખેલ ખેલેછે.　　　　૧૭૦
એકાંત પ્રિયા પિયુ સાથ વિનોદનિ વાત બોલતાં સેજે,
[6]નિવિબંધ છૂટિયો દેખિ પિયૂ ખેંચે જે;　　　　૧૭૧
લજ્જાઘેલી જોબના દીપ રત્નના રામ કરવાને–
નાખે ગુલાલની મુઠ્ઠિ ભેદ નવ જાણે.　　　　૧૭૨
તુજ સરખા ધન મળિ ત્યાંય વાયુની [7]સાહ્ય લઈને મ્હેલે–
જઇ, ત્યાંના ચિત્રો લુયે નિજ જળે સ્હેલે;　　　　૧૭૩
પછિ ભય પામીને મને યાર ! તે સમે ચોરની રીતે,
જાળિથી [8]ધુમ્રરૂપમાં જાય જલદી તે.　　　　૧૭૪
બથ ભરી ખૂબ પિયુ પ્રિયા [9]સુરતની ક્રિયા કામવશ થઇને–
કરતાં થાયે શ્રમ દિલે, તેહ હરવાને–　　　　૧૭૫
ગેરહાજરીમાં તારિ [10]માલિકા સારિ [11]ચંદ્રકાંતોની–
પેરે જે શશિકીરણે ઝરે જળ જોની.　　　　૧૭૬

---

૧ મણીજડેલી અગાસિયોમાં. ૨ તારાના તેજથી. ૩ દારૂની. ૪ સોનાની રેતીમાં. ૫ અલકાની યક્ષકન્યાઓ તરફ દેવ સ્ત્રીયો કરવાને ઈચ્છે છે તો પણ જે કન્યાઓ તે ઇચ્છાની દરકાર રાખતી નથી. ૬ ઘાઘરા અથવા સાડીની ગાંઠ, આ વર્ણન મુગ્ધાનૂં છે. ૭ મદદ. ૮ ધુમાડા રૂપે. ૯ સંગ. ૧૦ માળા. ૧૧ એક જાતના મણી, તેના ઉપર ચંદ્રમાંનુ તેજ પડેછે ત્યારે એ મણીમાંથી પાણી ઝરેછે.

ત્યાં અખુટ લક્ષ્મિનો વાસ હોયછે ખાસ, કિન્નરો મળિને-
ધનપતીયશોના ગાન કરે ખુશિ થઇને. ૧૭૭
વૈભ્રાજબાગમાં કામિ અપ્સરા નામિ લઈને જાએ;
મનગમતી કામનિ ક્રિડા કરેછે ત્યાંયે. ૧૭૮
માંદારફૂલ શિરથકી પડેલાં નકી યાર ! પૃથ્વીપર,
કાનથી ખરેલાં કમળ કનકનાં સુંદર; ૧૭૯
તુટિ પડેલ મોતીહાર સ્તને પ્હેનાર ઘણો જે નમણો,
સૂચવે સવારે [1]રાત્રિમાર્ગ યુવતીનો. ૧૮૦
ધનપતિમહોબતને કાજ શંભુમહારાજ વસે જ્યાં આપ;
હિંમત હારી નવ ધરે કામ નિજ ચાપ. ૧૮૧
તોપણ કટાક્ષ યુવતિના કામ કામના બેશ સારેછે;
કામીજનનાં મૃદુ હૃદય વીંધિ નાખેછે. ૧૮૨
કાંચળી લપેટાતણી જડી રત્નની [2]ઢાંકવા સ્તનને,
ઘાઘરાપાટ ઓઢણી જરકશી તનને; ૧૮૩
નથ કર્ણફૂલ ને હાર સ્તને પ્હેનાર યાર ! મોતીના,-
તુશિ ઝરમર હીરે જડી જેહમાં ન મણા; ૧૮૪
રત્નના જડયાં કંકણો જેહનો ઘણો પડેછ પ્રકાશ,
અણવટ વિંછિયા નેપુરો સ્વર્ણના ખાસ; ૧૮૫
ફૂલેલ તેલ ને ફૂલ સુગંધિ મૃદૂલ બાલમાં ધરવા,
પીવાને ઉમદું મધ કટાક્ષો કરવા; ૧૮૬
[3]રક્તરંગ પગ રંગવા; એમ નવનવાં ચતુર્વિધ ભૂષણ-
અબળાને આપે તહાં કલ્પતરૂ અનુપમ. ૧૮૭
ધનપતિઘરથી ઉત્તરે જણાએ ખરે [4]ભુવન જે સુંદર,
તે જાણ માહરૂં શ્રેષ્ઠ સહૂથી મંદિર. ૧૮૮

---

૧ રાતનો માર્ગ. ૨ "ઢાંકવા" એ સ્તનને અને તનને બન્નેને લાગે છે.
૩ રાતો રંગ. ૪ ઘર.

ઇંદ્રના ધનુષ્ય સમાન શોભતિ કમાન દ્વારની ઊપર;
શુભ રત્ન જડિત એ દ્વાર જણાશે આગળ.　　　　૧૮૯
ત્યાં નવિન કલ્પતરૂ એક નજીકજ છેક યાર ! છે કુમળો,
ફૂલના ભારથી નમ્યો જણાશે સઘળો.　　　　૧૯૦
[1]પ્રિયતમાએ નાખી પાણિ પુત્ર સમ જાણિ હમેશાં સાંજે;
પોષો છે રૂડી રિતે કહૂં શૂં આજે !!　　　　૧૯૧
છે તહાં સરોવર નાનું ઘણૂંજ મજાનું, જેહની અંદર–
શોભે નિત ખીલી [2]કનકકમળ અતિ સુંદર.　　　　૧૯૨
પાયરિયો લીલમતણી ફરતિ છે ઘણી ઉતરવા માહીં;
જોતૂં પાણી હોય છે, [3]ક્રિડાર્થે આંહીં.　　　　૧૯૩
વર્ષાકાળે પણ વસે આજ સ્થળ વિષે હંસ સઘળાએ
ઢૂંકડૂં સરોવર માન છતાં નવ જાએ.　　　　૧૯૪
તે સરને કાંઠે એક નજીકજ છેક ક્રિડાપર્વત છે;
નીલમણીથી ચમકતો શિખર જેનો છે;　　　　૧૯૫
વીંટાણીછે ઝળકતી શિખરને ફરતિ હેમની કદલી;
વીજળી સહિત જોઇ તને સાંભરે સઘળી.　　　　૧૯૬
મધુમાલતિનો માંડવો વચ્ચે છે નવો, કુરબકો ફરતાં;
શૂં વર્ણું ! સુખો ભોગવ્યાં સ્થળે એ રમતાં.　　　　૧૯૭
આશોપાલવ છે ખાસ કુંજની પાસ, કૂમળાં પાને;
બોરસલીનો છે વૃક્ષ બિજો ત્યાં જાણ;　　　　૧૯૮
પ્હેલો ઇચ્છે ખુશિ સાથ [4]પ્યારિપદઘાત, કહૂં શૂં તુજને ?
ઇચ્છે બીજો મુજ પઠે [5]પ્યારિમુખમધુને.　　　　૧૯૯

---

૧ યક્ષની સ્ત્રીએ. ૨ સોનાનાં કમળ. ૩ જળક્રીડા માટે. ૪ કામશાસ્ત્રમાં એવો ટુચકો છે કે સ્ત્રીના પગની પાટૂ જો આશોપાલવને લાગે તો તે ફળે. ૫ અને બોરસલીઉપર સ્ત્રીના મોઢાનો દારૂનો કોગળો પડે તો બોરસલી ફળે.

[1]તે વચ્ચે સ્ફટિકમણિતણૂં પાંજરૂં ઘણૂં સારૂં શોભેછે;
સોનાના ગજ પર માંહિ મોર બેસેછે. ૨૦૦
કકણ સહીત નિજ કરે તાલ દઇ ખરે ઊભિ રહિ ભાવે;
તુજ [2]મિત્ર મોરને પ્યારિ નાચતાં શિખવે. ૨૦૧
એ નિશાનિયો દેખાય જહાં ધનરાય ! વળી દ્વારે છે–
શંખ પદ્મના ચીતરો, મારૂં તે ઘર છે. ૨૦૨
હું ના હોવા થકિ ઘરે ઉદાસી ખરે યાર ! વર્ત્તાશે
સૂર્યના અભાવે કમળ કેમ ખીલાશે ? ૨૦૩
[3]બાળહસ્તિનો શુભ વેશ લઈ [4]જલદેશ ! યાર ! ત્યાં જાવૂં;
મેં કહેલ ક્રીડાગિરી ઉપર રોકાવૂં. ૨૦૪
ત્યાંથિ તારિ વિજળિનિ નજર કરીને અધર ઘણી લંબાવી,
[5]અવલોકન મુજ ઘરતણૂં કર પ્રિતી લાવી. ૨૦૫
જેણિના ગાત્ર કૂમળાં ગૌર નિર્મળાં ઘણાં છે ભાઈ !
દંત પાસ દાડમતણી પ્રભાજ હરાઈ. ૨૦૬
પરવાળા જેવા હોઠ, નહીં કૈં ખોટ કાઢવા જેવી,
નાજુક ગાલે ફિક્કાશ વ્રેહથી આવી. ૨૦૭
જેણિના ચપળ નેત્રનૂં તેજ કારમૂં ન દેખ્યૂં જાતાં,
જઇ રહ્યાં વને મૃગબચ્ચાં અદેખાં થાતાં. ૨૦૮
સિંહના જેવિ પાતળી કેડ છે ભલી, શોભતૂં છે ઉર;
કઠિણાઇ પુષ્ટતા વડે સ્તનો છે ભરપુર. ૨૦૯
[6]ગજગતી સમાનજ ગતી યાર ! મલપતી એવિ બિજિ [7]પ્રતિમા,
સર્જવા જરા સમરથ્થ થયો નાહિં બ્રહ્મા. ૨૧૦
ખુબસુરત લક્ષણો થકી ઓળખિશ નકી તારિ ભોજાઈ,
આ દેહતણો છે પ્રાણ બિજો એ ભાઈ ! ૨૧૧

---

૧ અશોક અને બોરસલી વચ્ચે. ૨ મોર એ મેઘના મિત્ર ગણાયછે.
૩ નાના હાથિનો. ૪ મેઘ. ૫ જોવું. ૬ હાથીના જેવી ચાલ.
૭ બીજી નકલ.

છે [1]નિયમિત ભાષણું જેનું ઘણુંજ મઝેનું બોધ આપેછે;
મુજ વિના ચકવિચકવાનિ રિતે ઝૂરેછે. ૨૧૨
[2]દીર્ઘદીનતણું [3]નિર્ગમન વેહમાં દમન પામિને કરતી;
જોઈશ હિમે જ્યમ નલિનિ [4]શિશિરમાં બળતી. ૨૧૩

રોઇરોઇ નેત્રો લાલ થયાં તત્કાલ તને દેખાશે;
હોઠે ફિક્કાશજ હશે ઉન્હા ન્નીસાસે. ૨૧૪
દઇ ગાલે કુમળો હાથ દિલ્ગિરીસાથ હશે ચિંતાતુર,
વાળે છવાયું મુખ જેમ કમળ પર [5]મધુકર. ૨૧૫
અથવા જ્યમ શશિબિંબને લેછ ઢાંકિને યાર ! તૂં ચોંપે,
એ ઉપમા તેના [6]મ્લાન વદનને ઓપે. ૨૧૬
તૂં જોઈશ પ્રિયાને ખરે તેજ અવસરે દેવ પૂજંતી,
અથવા પાટી પર મારિ છબી ખેંચંતી, ૨૧૭
પીંજરા પાસ જઇ પુછતિ મધુર બોલતી રસિલિ મેનાને;
'સંભારછ ? તૂં હતિ વ્હાલિ ફકડ પિયુજીને.' ૨૧૮
અથવા સુંદરિ લઇ હાથ બજાવતિ [7]શાત કાળ [8]ક્રમવાને,
મારા પર જોડી પદો ગાતિ તે ટાણે. ૨૧૯
દડદડ નેત્રોથી વહી આંસુઓ તહીં તાર ભીંજાએ,
ખેંચેલો સુર આલાફ તે ભુલી જાએ; ૨૨૦
કેટલા વિરહદિન રહ્યા, જાય નાહિં સહ્યા, સમજવા માટે–
ઊમરે મૂકિને ફૂલ ગણતિ પ્રમદા તે; ૨૨૧
અથવા મનમાં મુજ સંગ લાવિ ઊમંગ દિલ્લમાં ધરતી,
મનમોજથકી થઇ તૃમ ઘડીભર ઠરતી; ૨૨૨
વિરહિણી સ્ત્રિયો મનતણી ક્રિડા કામની કરીને -હેછે.
[9]દુખિયારા પિયુવીરહો આ રિતે સ્હેછે. ૨૨૩

---

૧ થોડું. ૨ લાંબા દિવસનું ૩ ગુજારવું, કાઢવું. ૪ શિશિર રૂતુમાં. ૫ ભમરા. ૬ મેલાં. ૭ ક્ષણ. ૮ કાઢવાને. ૯ પિયુના દુખદાયક વિરહો.

દિવસો તો ઘરકામમાં રહી પ્રિયતમા હશે કાઢતી,
પણ રાત્રિ[1]વિરહ વળવા ન દેજ કશિ શાન્તી. ૨૨૪
સંદેશો સુણિ કદિ થાય ખુશી ઘનરાય ! જજે એ માટે–
સંભળાવા મધરાત્રિયે યાર ! તું [2]જાતે. ૨૨૫
ભોંપર સૂતેલી હશે તાપ મન વિષે પામિને ભારી,
રડિ તરફડતી મુજ [3]કામલિલા સંભારી. ૨૨૬
[4]શશિશરૂકળા પાતળી તેમ દૂબળી વ્રેહપીડાથી—
દેખાશે તુજને ભાઇ ! અતી અકળાતી. ૨૨૭
હું પાસ છતાં જે રાત ક્ષણે ખુશિ સાથ જતી સંતોષે,
કરિ વિવિધ ક્રિડા ગુલતાન થઈ અતિ હોંશે. ૨૨૮
યુગથી પણ મોટી રાત થશે સાક્ષાત હવે પ્યારીને,
દોયલી રાત ક્યમ જશે દુઃખ સોશીને. ૨૨૯
જાળિથી [5]ચંદ્રિકાતેજ આવતાં સ્હેજ પ્યારિની દૃષ્ટી—
જાશે, પૂર્વે સુખ મળતું તેજ હેતૂથી; ૨૩૦
પણ પામીને સંતાપ કરીજ વિલાપ નજર પાછી લે,
ટળવળતિ આંસુડાં ભરે નેત્રને મૂળે. ૨૩૧
તે સમે [6]સાશ્રુનયનને યાર ! પાપણે લેતિ તે વીંચી,
જ્યમ વાદળિયે દિ ન નલિનિ ઉઘાડિ, ન મીચી. ૨૩૨
સ્વપ્નમાં થજો મુજ સંગ, ધરી ઊમંગ પ્યારિ તો જોકે—
ઈચ્છતી હશે નીંદને, આંસુડાં રોકે. ૨૩૩
ઘડિઘડી મુકી નિશ્વાસ હશે ફિક્કાશ યાર ! [7]અધરોને,
[8]અભ્યંગ વિના ચીકાશ હશે વાળોને. ૨૩૪
વિરહપ્રથમદિને ગુંથિ ફૂલવણ અમથિ વેણિ, જે મારે–
શાપાંતે પ્હેલી૦હેલિ છોડવી છે રે; ૨૩૫

---

૧ રાતનો વિરહ. ૨ પંડે, સ્વતા. ૩ કામક્રીડા. ૪ બીજનો ચંદ્ર. ૫ ચાંદણીનું તેજ. ૬ આંસુસહીત નેત્રને. ૭ હોઠને. ૮ સુગંધી વસ્તુઓ લગાડી ન્હાવૂં.

વિરહિણિની વેણી તેહ મેલિ થઈ જેહ હશ એ ! ભારી
ફૂલેલ તેલ નવ લાગિ [1]જટાપણું ધારી. ૨૩૬
તજિ દેઇ [2]પટાભૂષણો, નથી કારણો પ્હેરવા માટે—
પાતળડી રોતી હશે તરફડી રાતે. ૨૩૭
આ દયામણી સ્થિતિ નિરખિ મુકિશ તૂં નક્કિ અશ્રુજળ ભારી,
ગળગળા દયાળૂ થાય દુખિતદુખ ન્યાળી. ૨૩૮
કેવો છે પ્યારિનો સ્નેહ મૂજપર, તેહ જાણુ મુજને છે;
માટે વિરહિસ્થિતિ તેનિ તને મેં કહિ છે. ૨૩૯
વાયડાઇ કે ગરૂરાઇ રખે એ ભાઇ ! ધાર તૂં મારી,
જોતાં નજરે થાશેજ ખાતરી તારી. ૨૪૦
આડા આવીનેં બાલ નેત્રને યાર ! ઢાંકતા હોશે,
અંજન વણુ જે [3]નિસ્તેજપણે દેખાશે. ૨૪૧
મદિરા તજતાં [4]ભ્રુવિલાસ પ્યારિના ખાસ પડ્યા ભૂલાવે,
એ [5]વામનયન ફરકશે તેનું તુજ જાવે. ૨૪૨
કર[6]નખપદ હું જે સ્થળે મૂકતો બળે યાર ! હેતેથી,
તજિ મોતીમાળા જ્યાંથિ મૂજ વિરહેથી. ૨૪૩
સંભોગાંતે ગૌર જે ચાંપતો મજે—સાથ અતિ હર્ષે,
કદલી સમ એ પ્યારિનો [7]ઉરૂજ ફરકશે. ૨૪૪
જો હોય બિચારી દીન નીંદમાં લીન ધીર ધરિ ત્યારે—
પ્હોર એક સૂધી ખમવું યોગ્ય છે તારે; ૨૪૫
સ્વપ્નમાં કદી મુજસાથ ભીડિને બાથ ગળે મુજ વળગી,
મજબૂત પ્રેમની ગાંઠ રખે કર અળગી. ૨૪૬
જાઇના ફૂલથી યુક્ત જળકણો તર્ત છાંટિને અંગે,
**ઘન** ! જગાડવી પ્યારિને આજ પરસંગે. ૨૪૭

---

૧ બઝાઈ ગયેલ વાળ સાધુના હોયછે તેવા. ૨ વસ્ત્ર અને ઘરેણાં. ૩ નિસ્તેજ જેવાં. ૪ ભ્રૃકુટીની રમત. ૫ ડાબી આંખ. ૬ હાથના નખના ચિન્હ. ૭ જાંગ.

વીજળી સહિત ઘન ! તને પ્યારિ જોઇને થશે [1]વિસ્મિત રે,
આ રીતે [2]મધુરસ્વરે કેહૅવું તે સુણ રે ! ૨૪૮
'ઓ પતિવ્રતા ! તુજ પતી મિત્ર છે અતી માહરો તેથી,
'તેનો સંદેશો દઊં સૂણ હેતેથી; ૨૪૯
'સઉ પ્રવાસિયોને ઘરે મોકલી, ખરે વિરહિણીઓને—
'સુખિ કરવિ મારિ એ ફરજ ખાસ ! તૂં જોને.' ૨૫૦
સુણિ [3]પવનતનયને જેમ [4]જાનકી, તેમ માન તુજ દેશે;
પ્રફુલિત થઈ પ્યારી તૂજ દૂખડાં લેશે; ૨૫૧
સુણશે તુજ મુખથી મારિ કુશળતા સારિ, યાર ! વિરહિણિને-
સંદેશો ને ભેટવૂં સમાનજ મનને. ૨૫૨
[5]આયુષ્મન્ ! પ્રેદ તાહરૂં પાળવા ખરૂં વેણ આ મારાં-
કેજે, ચિત્રકુટે પતી કુશલ છે તારા; ૨૫૩
'ર્હેહ દુઃખવિષે થઇ મગ્ન અને [6]ઉદ્વિગ્ન, કુશળ પૂછયૂં તુજ,
'દુઃખિને પ્હેલું પૂછવૂં એજ છે યોગ્યજ. ૨૫૪
'દુબળો પતિ [7]વિરહજ્વરે, તૂંય પણ ખરે થઈછૂં તેવી,
'તે મુકે નિસાસા, ઘણા ! તૂં મુકે જેવી; ૨૫૫
'ગળગળો થઈ તે રડે, આંસુ દડદડે તૂજ નયનોથી,
'વેરી [8]વિધિ રૂંધે માર્ગ, મળે ચિન્હોથી. ૨૫૬
'દાસિના દેખતાં કાંઇ અડચણો નાહિં વાત કેહૅવા, એ-
'કેહૅતો લાગી કાનને ચુંબનેચ્છાએ; ૨૫૭
'કમનશિબે તે તુજ નાથ થઈજ અનાથ, દૂર રહેૅણાંકે-
'મુજ મારફતે મૃદુવચન આ રિતે ભાંખે. ૨૫૮
"તુજ અંગ કુમળિ વેલમાં, મયુર પિચ્છમાં કેશનો [9]પાશ;
"જોઊં ચંચલ [10]દૃગ બાલહરિણિની પાસ; ૨૫૯

૧ અજબ. ૨ મીઠે સાદે. ૩ હનુમાનજી. ૪ સીતાજી. ૫ લાંબી ઉમર ભોગવ્ય એમ બતાવનાર આ શબ્દ છે. ૬ ઉદાસી. ૭ વિરહના તાપથી. ૮ વિધાતા. ૯ જથ્થો. ૧૦ આંખો.

"[1]નદિકલ્લોલોમાં ખાસ સુ ભૃકુટિવિલાસ જોઉંછૂં તારા,
"તુજ મૂખ ચંદ્રમાં જુવે નેત્ર આ મારાં; ૨૬૦
" એ રિતે જુવજુવે સ્થળે તુજ ગુણો મળે પ્યારિ ! તે જોતાં,
" પણ એક જગે સહુ ગુણો નથી દેખાતા. ૨૬૧
" જાણે, ' તૂં વિનોદમાંહિ બેઠિ રીસાઇ મૂજ પર, ' એવી–
" લઇ રંગ શિળા પર કાઢું.છબી તુજ જેવી; ૨૬૨
" ' હૂં મનાવું ચરણે પડી તને ઘડિઘડી ' ચિતરતાં એવૂં--
" પાડયૂં અંતર આંસુએ ભરાઈ કેવૂં !! ૨૬૩
" ઓ વેરિ **વિધાતા** ! તને કેમ નહિં ગમે મિલાફ અમારો–
" ચિત્રોનો પણ ? તૂં ખરો દુ:ખ દેનારો !! ૨૬૪
" સ્વપ્નમાં જોઇને તને મૂજ હસ્તને પ્રસરિ આકાશે,
" આલિંગન કરવા જાઉં તાહરી આશે; ૨૬૫
"દેખીને [2]વનદેવતા પામિ [3]આર્દ્રતા સ્વચિત્તે ભારે–
" હિમમસે [4]લતાપલ્લવે આંસુડાં ઢાળે. ૨૬૬
" **હિમગિરિનિ** વનસ્પતિતણો ગંધ લઇ ઘણો દક્ષિણે વાતો–
" નરવો સુગંધિયુત પ્યારિ ! જેહ કેહેવાતો, ૨૬૭
" આવે તુજ કરિને સ્પર્શ જાણિ હૂં હર્ષ–સહિત ઓ **પ્યારી** !
આલિંગૂં તે [5]વાયુને ઉલટથી ભારી. ૨૬૮
"દોયલી લાંબિ આ રાત શૂં કહૂં વાત ? ટૂંકિ શે થાશે ?
" ઊતાપો દિવસોતણો શી રિતે જાશે ? ૨૬૯
" આ ચિંતા તો છે વ્યર્થ, જાણુંછૂં અર્થ તથાપી આજે–
" છોડતી નથી તે મને, બળૂંછૂં દાઝે. ૨૭૦
" થાયછે અગર જો દુ:ખ, પૂર્વનૂં સૂખ યાદ તે કરિને,
" લાંબી આશાએ સહૂં ધીર મન ધરિને. ૨૭૧

---

૧ મોજામાં ૨ વનસ્પતી. ૩ ગળગળા થવૂં. ૪ વેલના પાન ઉપર. ૫ વાયુનો સમંધ ૨૬૭–૨૬૮ માં એક છે.

" તૂં પણ ડાહીછૂં મારિ વિવેકી પ્યારિ ! કહૂં શૂં તુજને ?
" [1]મૃદુભાષિણિ ! ડાપણ વડે હિમત દે દિલને. ૨૭૨
" નથિ હોતું હમેશાં દુઃખ, અને વળિ સૂખ, મંનમાં જાણે;
" ચડતીપડતી થાયછે ચક્ર પરમાણે. ૨૭૩
" [2]પ્રભુ પોઢીને ઊઠશે, અંત પણ થશે શાપનો ત્યારે;
" આંખો મીચી તૂં કાઢ માસ આ ચારે. ૨૭૪
" પછિ કરશૂં ધારી મોજ પ્યારિ ! હરરોજ ચાંદની રાતે;
" ઋતુ શરદવિષે [3]સ્મરક્રિડા ખુશીની સાથે. ૨૭૫
" નાખિને મુજ ગળે હાથ સૂતિતી, વાત યાદ છે તુજને ?
" ઝબકીને રડતી ઊઠિ હતી મૃગનયને ! ૨૭૬
" કારણ મેં પૂછ્યૂં તને, કહ્યું તેં મને ગાલમાં હસતાં—
" 'ઠગ ! જોયા તમને બીજિ નારિથી રમતાં.' " ૨૭૭
આ નિશાનિ એકાંતની [4]દિધે પ્યારિની ખાતરી થાશે—
કે દૂત પતીનો ખરો કુશળ સમજાશે. ૨૭૮
" જનવાત સુણી વિપરીત પ્યારિ ! કશિરીત ન લેજે સંશય,
" ખસવા નહિં દે માહરા ઉપરનો નિશ્ચય. ૨૭૯
" કોઇ કહે અતિવિરહથકી સ્નેહતો નકી નાશ પામેછે,
" પણ હૂં ધારૂં વિરહથી સ્નેહ વાધેછે." ૨૮૦
વિરહદુઃખ પહેલૂંવહેલું કારમું પડેલું પ્યારિની ઊપર,
માટે એ રીતે બોધ કરી તૂં મન પર; ૨૮૧
સંદેશ નિશાની સહિત લઈ શુભ રીત પ્યારિ પાસેથી—
આવજે, જોઉછૂં વાટ, યાર ! ચોંપેથી. ૨૮૨
આ સ્વિકારિ કે મુજ અરજ રાખિને ધિરજ મિત્ર ટેવીને,
એ ખાતરીનિ નથિ જરૂર ધૈર્ય જોઈને; ૨૮૩

---

૧ નમ્ર બોલવાવાળી. ૨ કાર્ત્તક મહીનાની અગ્યારશે ભગવાન જાગેછે અર્થાત્ કાર્ત્તક મહીનામાં શાપ પુરો થશે. ૩ કામક્રીડા. ૪ દીધાથી.

જાચક ચાતકને દેછ પાણિ તું યથેચ્છ વગર બોલે ઓ !
માગેલું દેવું એ ગણે જવાબ ભલાઓ. ૨૮૪
તુજ લાયક નથિ આ કામ, જાણુંછું તમામ, કરૂં હૂં પણ શૂં ?
ચાલે નવ કાંઇ ઉપાય સુઝે નહિં મનશૂં. ૨૮૫
કરિ દયા મિત્ર ઊપરે આજ અવસરે કામ આ મારૂં—
ઝટ બજાવજે, શૂં ધૈર્ય વર્ણવૂં તારૂં ? ૨૮૬
ધાર્યા દેશે પછિ જજે કરીને મજે [1]જલદ ! સૂખેથી,
આવો વિયોગ નવ થજો તને વિજળીથી. ૨૮૭

---

## અજાવિલાપ.

### છંદ મનહર.

જેવી રીતે ઇન્દ્ર જાય, ઇન્દ્રાણીને લઇ સાથે
પોતાના [2]નંદનવને મુકી નિજ કામને,
ક્રીડાઓ અદ્‌ભુત કરે, નાચ રંગ થાય તહાં,
[3]ગાંધ્રવ સહિત અપસરા ગાય સામને;
તેવિ રીતે અજ રઘુકુંવર [4]અવધપતી
ઇન્દુમતી સાથે ક્રીડા કરવાને કારણે—
દશરથ કુંવરને સોંપી રાજ્ય ચાલ્યા પોતે—
[5]ઉદ્યાનમાં શાંતિને પમાડવાજ કામને. ૧

### સવૈયા એકત્રીશા.

ઇન્દુમતી રાણી સંગાથે મનવિલાસ ઉપવનની માંહ્ય—
કામ [6]કેલિ નૃપ સુખે કરેછે, વર્તેછે ઋતુ વસંત ત્યાંય;
બ્હાર ઉડેછે જોબનની ત્યાં, ક્ષણ સમ દિનરજની દેખાય,
રાજા રાણી બન્નેને તો સ્વર્ગ સૂખ પણ તુચ્છ જણાય. ૨

---

૧ મેઘ. ૨ ઇંદ્રનું વન છે. ૩ દેવના ગવૈયા. ૪ અયોધ્યાના રાજા.
૫ વાડીમાં. ૬ ક્રીડા.

તેવામાં દક્ષિણસાગરતટ વસ્યા શંભુ [1]ગોકર્ણમહેશ,
નમવા તેને નારદ જાયે આ રસ્તેથિ મનોહર વેશ;
વીણા હસ્ત વિષે ઝુકિ રહિ છે, અવાજ મધુરો તેનો થાય,
' નારાયણ ! નારાયણ ' ! બોલે, સુણનારાના ચિત હેરાય. ૩
સ્વર્ગતણાં શુભ દિવ્ય પુષ્પની પરોવેલિ માળા શુભપેર–
વીણા ઊપર નારદમુનિયે રાખી પોતે ઊલટ ભેર;
' થાજો મુજને સુગંધિવાળો માળાકેરો સંગ અમૂપ '
એમ ધારિ વાયુએ ઉડાડી, હામ જેહનાં મનમાં ખૂબ. ૪
પુષ્પશૉખિ ભ્રમરોની હાર્યો વીંટાઇતી વીણાપાસ,
ઊડયે [2]ધિક્રત વાયુનું [3]કહિ તે ઝેરે સાંજન બાષ્પ નિરાશ;
ઉદ્યાને નૃપ કામિનિ બેઠાં ઇન્દુમતીના સ્તન પર ત્યાંય–
આવિ પડી આકાશ થકી, ત્યાં સેજે ભંગ રંગમાં થાય; ૫
ક્ષણુજ પડેલી જોઇ કૂચ પર વિહ્વળ ઇન્દુમતી થઇ જાય,
ઢળી પડી પૃથ્વીની ઊપર લાગ્યૂં સહુને અચરજ ત્યાંય;
રાહૂ શશિને [4]ગ્રસતાં જેવી ચાંદનિ લાગે [5]નિષ્પ્રભ, તેમ–
નરપતિભાર્યા પ્રાણ વિનાની પડી જણાયું ન 'હશેજ કેમ'? ૬
[6]અચેતના થઈ રાજ સુંદરી પૃથ્વીપર પડી નૃપને લેઇ,
જેમ ઉપરથી જોત દિવાની આવે નીચે તેલજ લેઇ,
સેવક જન ત્યાં શોક કરેછે જોઈ આ દુખદાઇ બનાવ,
હંસ આદિ પક્ષીઓ રૂએ, તેઓનો પણ નૃપ પર ભાવ. ૭
પવન ઢાળતાં [7]અનૂચરોએ અજની મૂર્છા તો થઇ દૂર,
રાણી ઇન્દુમતી તો તેમજ પડી, નઊઠી, મુઈ જરૂર;
મરનારાનૂં આયુશ જ્યાં સુધિ હોય, તહાં સુધિ લોક સમસ્ત
આશાએ [8]ઉપચાર કરેછે બનતા લગિ આપી બહુ લક્ષ. ૮

---

૧ શિવજીનું નામ છે. ૨ ધિક્કાર ભરેલું કામ. ૩ બતાવી. ૪ ગળી-જતાં. ૫ પ્રભા વિનાની. ૬ જીવવિનાની. ૭ નોકરો. ૮ ઉપાયો.

[1]મૃગલેખા જેવી શશિમાંહે પ્રાતઃ કાળે દીસે ફીકિ,
તેવી અજના ખોળામાંહે નિર્જિવ રાણી દીસે નક્કિ;
ધીર હતો નૃપ પણ અધિરો બહુ થયો, થતાં આ અશુભ બનાવ
ગદગદ કંઠ થયો ને હૈયૂં ભરાઇ આવ્યૂં તેનૂં સાવ. ૯
કઠણ હોયછે લોઢું તથાપી તાપ લાગતાં નર્મજ થાય,
માણસને મૃદુ કરતાં તેમાં અચરજ કોને શૂં કહેવાય ?
તાર વિનાની વીણા જેવી, રાણી તેવી ચેતન પાખિ-
ભાસે, નૃપ તે લઇ ખોળામાં શોક કરેછે હૈયે રાખિ. ૧૦

## લાવણી

ઊઠને પ્યારિ ! શૂં પડી થઈ બાપડી શયન કયમ કીધાં ?
નિત્યના સંગિથી કેમ અબોલા લીધા ? ૧૧
વિશ્વમાં હોયછે ફૂલ અતીજ મૃદૂલ સહૂકો જાણે,
મારવા થયાં સમરથ્થ તૂજ આ ટાણે. ૧૨
હણવાને દિલ્લનીમાહ્ય વિધાતા ચ્હાય જનોને જ્યારે-
નિર્દયને સાધનતણી ખોટ છે કયાં રે ? ૧૩
જમરાયતણો હશે ન્યાય મૃદૃ જે થાય મૃદુથિ તે હણવા,
એમ ધારવૂં નાહિં દિલે કહો શૂં કરવા ? ૧૪
હોયછે હીમ અતિ શીત વળી મૃદુ નિત્ય લોક સઉ જાણે,
તેનાથી નલિની મરે [2]સ્પર્શતે ટાણે. ૧૫
મૃદુફૂલથિ માણુસ મરે ખરે શૂં અરે ? એ ન સંભવતૂં
છાતિયે રાખુંછૂં , તોય પ્રાણ નથિ હરતૂં ૧૬
બાળવે વીષ કોઇને, અમૃત કોઇને હણેછે જાણો;
ઈશ્વરઇચ્છા મર્ણનો હેતુ પરમાણો. ૧૭
દૈવની ગતી માહરી નથી પાધરી કાંતો આ સમયે,
કેમકે મારવા સર્જિ વીજળી વિધિયે; ૧૮

---

૧ ચંદ્રમાં જે મૃગનું ચિન્હ હોય છે તે. ૨ અડવાથી, લાગવાથી.

કરતાં ન વૃક્ષનો નાશ એહ બદમાશ વેરિ વિજળીએ-
વળગેલિ વેલને પાડિ, શૂંય અચરજ એ ! ! ૧૯
મેં કર્યાં હશે અપરાધ, રાખિ નહિં સાધ તેં જરા તેની,
માહરો અભાવો કેમ આવિયો કેની ? ૨૦
'ભાષણ કરવાને કાજ યોગ્ય નથિ આજ' ધાર્યું તેં મુજથી,
લીધા શું અબોલા કેનિ તેજ કારણથી ? ૨૧
[1]વંચક શઠ ધૂર્ત[2] હું જાણિ પ્યારિ મુજ રાણિ ! વગર પૂછે શૂં-
પરલોકે કીધૂં ગમન મને મુકિને શૂં ? ૨૨
'નવ થજો દૂષ્ટ દરશંન' ધારિને મંન પાછું નહિં વળવૂં-
સ્વર્ગેથી નક્કી કર્યૂં હવે શૂં કરવૂં ? ૨૩
તૂં પડચો પ્યારિની સાથ ભીડિને બાથ ન્હોતું પછિ વળવૂં-
પાછો વળિયો શૂં ? જીવ ! યોગ્ય હતું મરવૂં. ૨૪
ધિક્કાર જીવ ! તૂજને, ગમે નહિં મને ટેવ આ તારી.
ભોગવ્ય [3]દુ:સહ વેદના વિરહની ભારી. ૨૫
હમણાંજ કર્યોતો સંગ, ભર્યો ઊમંગ, તેજ શ્રમ યોગે
પરસેવાના મોતિયા સુંદરી અંગે. ૨૬
પણ અરે પ્યારિ એ હાય ક્ષણીકનિમાંહ્ય થઈ હતિ નોતી,
ખરૂં કહું તો મારી દશા હાલ છે ખોટી. ૨૭
પળમાંહેં અવળૂં થયૂં જાય નહિં સહ્યું, દેહ ક્ષણભંગુર,
ધિકૃત ઇશ્વર ! તાહરૂં [4]વિદાર્યૂં આ ઉર. ૨૮
તૂજને ગમે નહિં જેહ, નવ કર્યૂં તેહ કામ મેં કાંઈ,
જૂદૂં પડવૂં ક્યમ ધાર્યું તેંજ મનમાંહી. ૨૯
કહેવાઉં પૃથ્વિનો પતી તેનિ પર પ્રિતી ઉપર ઊપરની,
પણ ખરો પ્રીતિનો [5]ઓધ તૂજ પર છેની ? ૩૦

---

૧ ઠગ. ૨ ધુતારો. ૩ ખમી ન શકાય તેવું. ૪ કાપ્યું, ચીર્યું. ૫ દરેડો.

ફુલ ભર્યાં કેશનીમાંહ્ય શૂભ દેખાય ભ્રંગ [1]નિલ પેઠે,
સૂગંધિ તેલ જેહમાં ખૂબ બ્હેકેછે. ૩૧
લાગતાં પવનની ઝપટ વાળની લટ્ટ જહાં હાલેછે,
" આવેછ તૂજમાં જીવ " ભાસ થાયેછે. ૩૨
હીમાળાપરની વેલ પ્રકાશિત રહેલ તેજ બંબાળી
રાત્રિયે હઠાવે અંધકાર જ્યમ પ્યારી ! ૩૩
સાવધ થઇને સુંદરી ! ઊઠ ખુશિ ભરી તેમ આ કાળે–
મારી આ વિરહવ્યથારાત્રિને બાળે. ૩૪
બીડાય કમળ રાતમાં ભ્રમર તેહમાં પ્યારિ ! રહિ જાતાં–
બોલવૂં થાયછે. બંધ તેમનૂં કાંતા ! ૩૫
તે રીતે ભાળ વિશાળ વિંટાયા વાળ, તૂજ એ મૂખ–
[2]નિશ્શબ્દ દેખિ મૂજને થાય ક્યમ સૂખ ? ૩૬
ચંદ્રને મળેછે રાત પાછિ સાક્ષાત, ચકવિ ચકવાને,
અંતવાન વ્હે તેમનો સહે જાણીને; ૩૭
તૂં સાથે મળવૂં મને કદી નહિં બને, તાપ એ વ્હેનો
બાળશે શું નહિં મૂજને ? હવે શક શેનો ? ૩૮
સૂંવાળિ પુષ્પની સેજ, ખૂંચતી એજ જેણિના તનને,
જ્યમ શરદ પુનમનો ચંદ્ર, એવું મુખ જેને; ૩૯
તે દેહ કાષ્ઠની ચિતા [3]અગ્નિસંયુતા સહન કરશે શૂં ?
હે [4]સરોજનયને ! કે તું, દાઝું દુઃખેશૂં. ૪૦
એકાંતનિ તારી દાસિ મેખળા ખાસિ, તેહ નથિ કરતી–
હવે મધુરા શબ્દો કેમ, ખબર નથિ પડતી ? ૪૧
લાગેછ મને ઓ પ્યારિ ! જોઇ આ તારિ દશા વિપરિતને–
તે પણ પામી હશેં મર્ણ વિરહની અગને. ૪૨

---

૧ કાળાં. ૨ મૂંગુ. ૩ અગ્નીસહિત. ૪ કમળ જેવી આંખ્યું.

આપિયો તેં મધુર અવાજ [1]પીકને આજ, ગતી હંસીને,
દીધી દૃષ્ટી ચંચળા તારિ તેં મૃગને; ૪૩
વનમાંહિ પવનથી સ્હેલ કૂમળી વેલ જેહ મરડાયે,
નખરા દીધા તેહને જાણુંછૂં તેં એ. ૪૪
તુજ પછવાડે મુજ ગમે, તેજ કારણે આ બધે સ્થાને–
તેં રાખ્યા તારા ગુણો શાંતિ વળવાને. ૪૫
તેઓએં દેવું ઘટે સૂખ, તથાપી દુઃખ ઊલટૂં દેછે;
કાળજડૂં કોરી હવે શરિર બાળેછે. ૪૬
તરૂ આમ્ર અને આ વેલ ખેલતા ખેલ, વરવહૂ ટેવી–
હમણાંજ સુંદરિ! તેંજ, ભૂલિ ગઇ કેવી? ૪૭
મંગળ વરતાવ્યા વિના પ્યારિ! તેમના સ્વર્ગમાં જાવૂં–
કેને સુંદરિ! યોગ્ય છે તૂજને આવૂં? ૪૮
આ અશોક તરૂ તેં કર્યો ખીલતો ખરો પુષ્પ આ આવ્યાં,
તાહરા વાળમાં છેજ ગૂંથવા જેવાં. ૪૯
તેં તો કિધ સ્વર્ગ નિવાસ ભાગિ મુજ આશ, હવે આ ફુલને–
પિંડદાન સમયે શૂં હું ચડાઊં તુજને. ૫૦
તુજ ઝાંઝરનો ઝમકાર યાદ છે સાર અશોક [2]વિટપને,
લેવાથિ ચર્ણનો લાભ યાદ તે કરિને; ૫૧
થાયછે શોકંઆકૂળ, દિલગિરી ઊર-વિષે ધારેછે,
પુષ્પોના મસથી તેહ બાષ્પ[3] ઝરેછે. ૫૨
પુષ્પો તુજ શ્વાસ સમાન સુગંધી જાણ [4]બકુળના, તેની–
આપણે ગૂંથતા હતા કાંચિ સુ મજેની; ૫૩
કહેવૂં શું તૂજને પ્યારિ! [5]કાંચિ તે સારિ મૂકિને અરધી–
આ નિદ્રા લેવી તને કહાંથી સરજી? ૫૪
તુજ દુઃખે માને દુઃખ, સૂખથી સૂખ જેહ માનેછે,
ખુબસુરત એવિ દાસિયો તૂજ પાસે છે; ૫૫

૧ કોયલને. ૨ વૃક્ષને. ૩ આંસુ. ૪ બોરસલી. ૫ કમરપટો.

શુદ પક્ષતણો [૧]વિધુ જેમ વધેછે, તેમ પ્રતિ દિને તારો–
પુત્ર એ ગૂણભંડાર તને જે પ્યારો. ૫૬
તૂજને જેહપર પ્રેમ, ગમે મુજ તેમ પ્યારિ! એ જો તૂં,
તુજ મુજ રૂચિ વચ્ચે જરા [૨]ભિન્નપણું ન્હોતૂં. ૫૭
બધિ વાતે મળતી સ્થિતી [૩]સૌખ્યદા હતી, છતાં આ ટાણે–
કયમ કઠોર કર્યું ચિત્તને ક્હેહ તજવાને. ૫૮
થઇ પ્રિતી હવે તો [૪]નષ્ટ ધિરજ પણ ભ્રષ્ટ અસ્તને પામી,
છોડયૂં ગાયન [૫]ઉત્સવોનું મૂક્યૂં પાણી. ૫૯
પ્હેરવાનેં આભૂષણો નથી કારણો મને દેખાતાં,
પડિ સૂનિ સેજ માહરી બળૂંછૂં જોતાં. ૬૦
તૂં માલિક ઘરંની મારિ સલાહ દેનારિ [૬]મંત્રિની રીતે,
તૂં [૭]ગુહ્ય મિત્ર, શુભ શિષ્ય ગાતિ સંગિત તે. ૬૧
એ તુજને વિધિ [૮]નિષ્ઠુરે મારિને અરે! લૂંટિ મનેં લીધો,
શૂં બાકી રાખ્યૂં હવે? ભિખારી કીધો. ૬૨
[૯]ઉચ્છિષ્ટ માહરૂં મધ આપ્યું હતું સદ્ય, તૂજને હમણા,
[૧૦]પ્રાશન કરિને તૂં તૃપ્ત થઈ હતિ મનમાં; ૬૩
તે પ્રાશન ઊપર એમ [૧૧]તિલોદક કેમ રૂચશે પ્યારી?
મુજ ઉષ્ણ અશ્રુથી જેહ [૧૨]દુષિત અતિ ભારી. ૬૪
વિષયોપભોગ તુજ સાથ કર્યા ભલિભાત [૧૩]માધવી રતમાં,
બાગૂંમાં લીધી લ્હેર લેઇ તુજ બથમાં. ૬૫
તુજ વિરહે વૈભવ બધા મૂકિ મેં દિધા ઝેર સમ ગણિને
દુઃખમાંહિં સુખ એ ગણૂં, તૂંય પણ ગણને. ૬૬
જે ઠેકાણે છૂં ગઈ, આવુંછૂં તહીં. વાટ જો પ્યારી!
રેવૂં નથિ આ લોકમાં ઈન્દુમતિ નારી! ૬૭

---

૧ ચંદ્ર. ૨ જુદાપણું. ૩ સુખદેનારી. ૪ નાશપામ્યું. ૫ આનંદઓછ્વ. ૬ કારભારી. ૭ છાનું. ૮ નિર્દય. ૯ એઠું. ૧૦ પીવું. ૧૧ શ્રાદ્ધમાં તલ અને પાણી ભેળાં કરી અંજળી અપાયછે તે. ૧૨ મેલું. ૧૩ વસંત ઋતુમાં.

## સવૈયા એકત્રીશા

ભાયાતો મળિ અજ રાજાના બોધ કરીને નૃપખોળેથિ–
ઇન્દુમતીનૂં લઈ [1]કલેવર દગ્ધ કર્યૂં ત્યાં રાજ રિતેથિ;
પુરૂષ સાથ અબળાઓ થાયે સતી, એજ મશહૂર રિવાજ,
સ્ત્રી સાથે પુરૂષે જાવૂં એ અયોગ્ય ગણિ અટક્યા અજરાજ. ૬૮
ઉત્તરક્રિયા કરી ઉપવનમાં પછી કરે નૃપ નગરપ્રવેશ,
જીવ ઠરે નહિં કોઇ જગોએ, સુખનો ક્યાંઈ ન લાધે લેશ;
કુળગુરૂવસિષ્ઠ [2]નિજાશ્રમવિષે યજ્ઞ કામમાં રોકાયેલ,
સમાધિમાંહે જાણ્યું થયૂં કે નૃપભાર્યાએ તન છોડેલ. ૬૯
તે શોકે નૃપ ભ્રમિષ્ટ થઇને [3]વ્યથિત થયો તે માટે તર્ત–
પોતાના શિષ્યને મોકલ્યો સમજાવવા કહી તત્વાર્થ,
રાજા પાસેં શિષ્ય આવિને કહે ભૂપ ! તુજ દુખની વાત–
જાણી ગુરૂ થયા બહુ દિલ્ગિર, પણ અટકયા [4]મખમાં દિનરાત
તે માટે મોકલ્યોજ મુજને સુણજે ગુરૂનો આ સંદેશ,
ડાહ્યો ને નીતિમાં નિપુણ છૂં, સમજાવૂં તુજને શું નરેશ !
તૃણબિંદૂ નામે મુનિ પૂર્વે તપશ્ચરણ કરતાતા ભારિ,
ઇન્દ્રે શંકિત થઇને કરવા વિઘ્ન મોકલી હરિણી નારિ. ૭૧
શૃંગારતણી ચેષ્ટા જોઈ તેની રૂષિવર કુપિતજ થાય,
શાપ દિધો કે " મનુષ્ય યોની ધરજે મૃત્યલોકનીમાંહ્ય ";
તે બોલી કે [5]જન્માધમ હૂં સ્ત્રી જાતી પરતંત્ર વળી છું,
દીનવાણિ સુણિ રૂષિવર વળિયા, કહે સાંભળ, [6]ઉચ્છાપ દઊંછું.

### શિખરિણી વૃત્ત.

અલી ! તૂંને જ્યારે [7]સુમન નજરે દિવ્ય પડશે,
થશે તારો ત્યારે તરત છુટકો એ મહિવિષે;

---

૧ શરીર. ૨ પોતાનો આશ્રમ. ૩ દુઃખિત. ૪ યજ્ઞમાં. ૫ જન્મથી અધમ. ૬ શાપનું વાળવું. ૭ ફૂલ.

નૃપા ! તારી રાણી ખચિત હરિણી તેજ ગણજે,
સુરોના પુષ્પોનો સ્પરશ થઇ છૂટી તનથિ જે. ૭૩
ન કર્ત્તો રે શોકા અજ નૃપતિ ! થાનારજ થયૂં,
નકી જન્મ્યાને છે મરણ, નૃપ ! આશ્ચર્યજ કયૂં ?
ખરી રાણી જાણી મહિ, મહિપતી ! પાલન કરો—
પ્રજાનૂં હોંશેથી, ફરજ મનમાં ખાસજ ધરો. ૭૪

## શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

દીધો પ્રાણ તથાપિ ઇન્દુમતિ શૂં રાજા ! તને ભેટશે ?
માટે મૂક તું આ હવે રૂદનને તેથી પિડાઓ થશે;
મૂકેછે [1]કણ અશ્રુના દુખિ જનો બાળેછ તે [2]પ્રેતને,
એવૂં હે નૃપ ! વર્ણવ્યૂં શ્રુતિવિષે, તૂં શોકને મૂકને. ૭૫

## શિખરિણી વૃત્ત.

થતાં [3]આપ્તોકેરૂં મરણ મુરખા [4]શલ્યજ ગણે,
ખરા જ્ઞાનીયો તો ' દુખ તણુ ગયૂં સાલજ' ભણે.
થયાં મુક્તી કેરાં તરતજ ખુલાં દ્વાર, કયમકે,
વિવેકી બુદ્ધીએ [5]મનન કર તૂં સંકટ તકે. ૭૬

## વસંત તિલકા વૃત્ત.

' હાહા ' કહી અજ નૃપે બધું સૂણિ લીધૂં,
શિષ્યે પછી ગમન આશ્રમ તર્ફ કીધૂં,
લે લાગિ ઇન્દુમતિ સાથ નરેશકેરી,
શોકાગ્નિએ નૃપતિને ઝટ લીધ ઘેરી. ૭૭

## ગીતિ.

તે દુઃખમાંજ નૃપતી દેહ તજી સ્વર્ગમાં જઈ વસિયો;
ઇન્દુમતીની સાથે પ્રીતિ [6]પુરઃસર તહાં તરત મળિયો. ૭૮

---

૧ બિંદુ. ૨ મુવેલાને. ૩ સગાંનું. ૪ સાલ. ૫ વિચારવું. ૬ પૂર્વક.

# ઋતુસંહાર.

## ગ્રીષ્મ વર્ણન.

### રોળાવૃત્ત.

સૂર્ય હોયછે ગરમ, નરમ શીતળ શશિકિરણો;
જળાશયતણા સ્નાન થાયછે સઘળા વરણો;
[1]સંધ્યાસમય સુ રમ્ય [2]શામ્યતા પામ્યો [3]મન્મથ,
[4]ભીષ્મ એવિ આ ગ્રીષ્મ નામની આવિ પ્રિયે! રત. ૧
તિમિર રહિત [5]શશિભુષિત રાત્રિ ભોગવવા સારી;
[6]જળમંદિર સુંદીર ક્રિડા જ્યાં કરેછ નારી;
અતિષય શીતળ [7]અમળ ચન્દ્રકાંતોના હારો-
ચંદન વિધ વિધ રત્ન વાપરે જનો હજારો. ૨
ગુલાબજળ છંટાઇ અગાશી શીતળ થાયે,
શ્રેષ્ઠ જાતના મદ્ય તહાં અતિષય પીવાયે;
ગાનતાન ગુલતાન કરે જન [8]સ્મરને વશ થઇ,
અર્દ્ધરાત્રિને વિષે અપસરા નાચે થઇ થઇ. ૩
પ્રમદાના સુ [9]નિતંબ, [10]કાંચિ, ઝીણી ઓઢણિથી,
[11]પીનોન્નત કુચ, હાર અને ચંદન [12]ચર્ચનથી,
કાળા કેશો, તેલ ફુલેલ સુગંધી લાગી,
તરૂણોકેરાં મનો હરેછે હિંમત ભાગી. ૪
રંગાવી શુભ ચરણ ધરે પ્રમદાઓ નેપુર,
હંસ નાદ સમ ગાજિ રહેછે જેના ઘૂઘર;

---

૧ સાંજનો વખત. ૨ શાંતતા. ૩ કામદેવ. ૪ ભયંકર. ૫ ચંદ્રથી શોભીતી. ૬ ફુઆરાવાળું ઘર. ૭ નિર્મળ. ૮ કામ. ૯ કેડનો પાછલો ભાગ. ૧૦ કમરપટ્ટો. ૧૧ પુષ્ટ અને ઊંચાં. ૧૨ લેપનથી.

મંદ મંદ ચાલતાં થતાં એ મધુર અવાજ–
શૉખીઅંતઃકરણ હરણ થાયે નકિ આજ. ૫

ચંદન લેપે થયાં [1]પયોધર શીતલ જેના,
તેપર પેર્યા હાર શ્વેત અતિ શીત મજેના;
નિતંબ પર લટકાવિ [2]સ્વર્ણની કાંચી સારી,
[3]ઉત્સુક કેમ ન કરે નારિ એ જનને ? પ્યારી ! ૬

કાખે ઘણો પ્રસેત્ર થતાં નવજોબન નારી–
કાંચળિ કિનખાબની જાડિ કુચથી કરિ ન્યારી,
ચંદેરી જરિ ગવન નવિન જે બારિક, તેની–
કંચુકિ પેરે પીનપયોધર પર સુ મજેની. ૭

સુ ચંદન વડે અને બેશ પંખાના પવને,
શીત પુષ્પના હાર પુષ્ટ કુચ પર મુકીને,
[4]વીણાયુત [5]સંગીત [6]સૂક્ષ્મ [7]મંજૂળ અવાજે–
જગાડાય કામને પ્યારિ ! જો આજ ઈલાજે. ૮

સ્વચ્છ અગાસીવિષે રાત્રિયે શશિમુખિ નારી–
સૂવે, તેના મૂખ દેખિ શશિ ઉત્સુક ભારી,
નિષ્કલંક પ્રમદાનું મૂખ દેખી જખવાણે–
મોઢે શશિ આથમે દિવસ ઊગ્યાને ટાણે. ૯

ધૂળ વાયુથી ઊડિ જ્યાંથિ આકાશે જાયે,
[8]પ્રખર સૂર્યના તેજવડે જે તમજ થાયે;
તે મહિ જોઈ શકે પ્રવાસી કદી ન પ્યારી ! .
[9]પ્રિયાવિયોગાનલે બળ્યૂં જેનૂં મન ભારી. ૧૦

---

૧ સ્તન. ૨ સોનાની. ૩ ઉત્કંઠિત. ૪ વીણાસાથે. ૫ ગાતું બજાવવું. ૬ ઝીણું. ૭ ધીમું, સુંદર. ૮ સખ્ત. ૯ પ્રિયાના વિરહરૂપી અગ્ની.

## છંદ ચોપાયા અથવા મરાઠી ચાલની સાકી.

સૂર્યતણા આકરા તાપથી તમ થયા જે ભારે,
મૃગો, તેહને તરશ લાગિ બહુ જીભ નીકળી બ્હારે;
આઘે આઘે "પાણી પાણી" કરતા જે દોડેછે,
બળે ઝાંઝવા જાણે નહિં જે તૃષા બહુ પીડેછે. ૧૧
ઇન્દુથિ ભૂષિત [1]પ્રદોશ કાળો જેમ [2]અનંગ વધારે,
તેમ વિલાસવતીના [3]સસ્મીત ચંચળ [4]પ્રેક્ષણ ભારે—
પ્રવાસિયોના દિલો [5]મદનમય કરી આ રતે પ્યારી!
વેઠાવે દુખ, વિરહિ દશાથી હોય પિડિત જે ભારી. ૧૨
રવીકિરણથી તમ થઈ અતિ તમ રજોથી દાઝી,
નીચૂં જોતો જતાં અટકતો હાંફ થાયછે ઝાઝી,
એવો [6]ફણિવર મયૂર નીચે થાકિ આશરો લેછે,
દાહપિડાએ ધરે ન શક કે શત્રુ ઉપર બેઠો છે. ૧૩
તરશ લાગતાં ભારી જેનો [7]વિક્રમિ ઉદ્યમ ભાંગ્યો,
મોઢૂં ફાડી સિંહ કેસરી ખૂબ હાંફવા લાગ્યો;
છેક નજીક છતાં ગજ તોપણ હણી શકે નહિં જેહ,
પ્યારિ! જાણજે દિલમાં સત્યજ ભાવ ગ્રીષ્મનો તેહ. ૧૪
અગ્નિ સમાન [8]ગભસ્તીકિરણે તપિજ કળાયલ મોર—
[9]મ્લાન થયાં બહુ શરીર જેનાં, ન શકે કરિ નિજ શોર,
પાસ છતાં નિજ ખાજ સરપ, જે [10]કલાપચક્રોમાંહે—
સંતાડે મુખ, તેને મયુર ન હણે ગ્રીષ્મના દાહે. ૧૫
ગળૂં સુકાઈ હીમતણાં કણ લેછે જે અકળાઈ,
સખત તાપ લાગી સૂરજનો જેને થઇ ગરમાઈ;

---

૧ સાંજનો વખત. ૨ કામદેવ. ૩ હસવાસહિત. ૪ જોવું. ૫ કામદેવ. ૬ સાપ. ૭ પરાક્રમવાળો. ૮ સૂર્ય. ૯ મેલું. ૧૦ કળા કરવાની જગા.

તે ગજ તરશે વ્યાકુળ થઇને પાણિ શોધતો જાયે,
કેસરિ શત્રૂ પાસ છતાં પણ મનમાં શક નવ ખાયે. ૧૬

## શિખરિણી વૃત્ત.

સુકાયો જ્યાં ગારો સરસ [1]સર ત્યાં [2]મોથ નિકળી,
અહા ! ખોદેછે જો ! સરમાંહિં બધા ડુક્કર મળી;
બહૂ દાઝી અંગે [3]દિનકરતણાં તીવ્ર કિરણે-
ગરેછે ભૂમીમાં વ્યથિત થઇ, દેખાય જનને. ૧૭

## પૃથ્વી વૃત્ત.

રવીપ્રખરતેજથી બળિ ઘણાંજ આ દેડકા-
સરોવરતણાજ [4]કર્દમથિ મારિને કૂદકા-
[5]ફ્ણી તૃષિત જે ઘણો અતિંજ તેતણી ફેણની-
નિચે જઇ રહે સુખે, નથિજ બીક તે શત્રુની. ૧૮

## તોટક વૃત્ત.

[6]ગજયૂથ મળી સરમાંહિં ગયૂં,
લડિ એક બિજા નુકસાન કર્યૂં;
[7]સરસીરૂહ ઝુંડ તુટીજ ગયાં,
મિન આકુળ વ્યાકુળ માંહિં થયાં. ૧૯
શુભ સારસ ત્યાંથિ નસાડિ મુક્યાં,
સરજી જળજંતુનિ આ સ્થિતિ ક્યાં ?
કહિયેં ખરૂં તો નકિ ગ્રીષ્મતણો-
મૃદુભાષિણિ ! વાંકજ આ દુખનો. ૨૦
રવિતેજથિ ઝાંખિ મણીજ થઈ,
ફણિ તે [8]દ્વય જીભથિ વાયુ લઈ-

---

૧ સરોવર. ૨ નાગરમોથ. ૩ સૂરજ. ૪ કાદવ. ૫ સાપ.
૬ હાથીનું ટોળું. ૭ કમળ. ૮ બે.

વિષ અગ્નિ સમા રવિના કિરણે–
અતિ તમ તૃષીત ન [1]ભેક હણે. ૨૧
ફિણયુક્ત થયાં મુખ જેહતણા,
રસના થઇ રાતિજ પાણિવિના;
તરશે થઈ વ્યાકુળ ભેશું મળી–
જળ ગોતતિ [2]કંદરથી નિકળી. ૨૨

## માલિની વૃત્ત.

સળગિ બહુ દવાગ્ની જો! અનાજો બળેછે,
અદય પવન વેગે [3]શુષ્ક પાનો ઉડેછે;
દિનકરપરિતાપે પાણિ સંધે સુકાયાં,
અતિ [4]ભયદ વનાંતો આજ દેખાય [5]જાયા ! ૨૩
[6]વિહગકુળ નિસાસા શુષ્ક વૃક્ષે મુકેછે;
[7]કપિકુળ નબળાં થૈ [8]અદ્રિકુંજે ગરેછે;
બધિ તરફ જુયેછે ગાયના જૂથ પાણી,
[9]શરભકુળ પિયેછે કૂપપાણી સુ જાણી. ૨૪
પ્રબળ પવન વેગે સ્વચ્છ સિંદૂર જેવો–
અનળ પ્રગટિ લાગ્યો પ્યારિ! આ ભારિ કેવો ?
[10]તટવિટપલતાને ઘેરિ લીધી તમામ,
બધિ તરફ મહીને બાળિ આ કેમ આમ ? ૨૫
પવનથિ વધિ લાગે પર્વતોની ગુફામાં,
સડસડ સળગાવે વાંસને આ ઋતૂમાં;
[11]જ્વલન તૃણ તણું તો થોડિ વારે કરેછે,
હરિણસમુહને તે અગ્નિ પીડા દિયેછે. ૨૬

---

૧ દેડકો. ૨ ગુફાથી. ૩ સૂકાં. ૪ ભય આપનાર. ૫ સ્ત્રી. ૬ પક્ષીસમૂહ. ૭ વાંદરાનો સમૂહ. ૮ ગુફા. ૯ એક પક્ષી જેને આઠ પગ હોય છે અને જે સિંહના શત્રુ કહેવાય છે. ૧૦ કાંઠાના ઝાડ તથા વેલને. ૧૧ બાળવું.

પ્રબળ ભડકિ લાગ્યો [1]શાલ્મલીના વનોમાં,
ધરિ સુવરણકાંતિ વૃક્ષના [2]કોટરોમાં;
[3]પરિણત [4]દલ ડાહ્યો વૃક્ષથી પાડિ નાંખે,
પવન બહુ ધુણાવે અગ્નિને પ્રાંત આખે. ૨૭
ગજ [5]ગવય [6]મૃગેંદ્રો અગ્નિથી તપ્ત થૈને-
દુશમનપણુ મૂકી મિત્ર ભાવે કરીને-
[7]હુતવહપરિતાપે કંદરોને મુકીને-
[8]વિપુલ નદિજળોમાં આશ્રમે સૌ મળીને. ૨૮
કમળ સરસ, તેવાં [9]પાટલી પુષ્પ ઝાઝાં,
શિતળ [10]સલિલસ્નાનો, ચંદ્ર, ને હાર તાજા-
રજનિ, [11]લલિત ગાનો, [12]હર્મ્યપૃષ્ઠો, બધાએ-
તુજ ગરમિ હરાજો ગ્રીષ્મની આ સમાએ. ૨૯

---

## વર્ષા વર્ણન.

### તોટક વૃત્ત.

જળયુક્ત પયોધર, કુંજર છે,
ઝગતી વિજળી, [13]ધ્વજ સુંદર છે;
શુભ [14]વજનિ નોબત થાય ભલી,
શું! નૃપાળનિ સ્વારિ રૂડી નિકળી? ૧
નૃપલાયક ઠાઠથિ ખૂબ બની-
પધરામણિ થાય [15]ઘનાગમની;

---

૧ શેંતુરનું ઝાડ. ૨ ઝાડની પોલ. ૩ પાકાં. ૪ પાન. ૫ એક જાતના પશુ. ૬ સિંહ. ૭ અગ્નીના પરિતાપથી. ૮ ઘણું. ૯ ગુલાબ. ૧૦ પાણી. ૧૧ સુંદર. ૧૨ અગાસી. ૧૩ ધજા. ૧૪ ગડગડતું. ૧૫ વર્ષાઋતુની.

મૃદુભાષિણિ! જે બહુ કુક્કડ છે,
જન કામિ બધા નિરખી ખુશિ છે. ૨

[1]નિલઉત્પલપત્ર સમાન ઘણાં,
વળિ અંજનરંગિ દિસે હમણાં,
[2]ગરભીણિત્રિયાસ્તનરંગતણા–
ઘનથી [3]નભ વ્યાપ્યું, કંશી ન મણા. ૩

જળભારથિ ખૂબજ નમ્ર થઈ,
સુણિ ચાતક માગણિ મૌન્ય લઈ;
કરિ વૃષ્ટિ ધિમી ધિમિ જાય ઘનો,
[4]શ્રવણે પ્રિય શબ્દજ જેહતણો. ૪

રણવાદ્ય કરી શુભ વજ્રતણું,
[5]વિજળી ગુણથી યુત ઇન્દ્રધનૂ–
લઇ [6]અંબુદ [7]ધારશરો વરશી–
દુખવેછ મુસાફરનેજ હશી. ૫

[8]મણિ-વૈદુર-રંગિ તૃણાંકુરથી–
થઇ વ્યાપ્ત મહી [9]દલ-કંદલિથી;
[10]સુરગોપક નામક [11]કીટકથી,
ગુણિકા સમ, રત્ન ભુષીત [12]ક્ષિતી. ૬

સુ મનોહર શોર કરે ટિહુનો,
કરિ નૃત્ય કળાયલ મોરગણો–
[13]પરિરંભણ ચુંબન ઢેલતણૂં–
કરવા વળગ્યા ધરિ હેત ઘણૂં. ૭

---

૧ કાળાં કમળ. ૨ ગર્ભવંતી સ્ત્રીના સ્તન જેવો રંગ. ૩ આકાશ. ૪ કાને. ૫ વિજળીની દોરીયે બાંધેલું ઇંદ્ર ધનુષ્ય. ૬ મેઘ. ૭ ધારારૂપી બાણ. ૮ વિદુરમણી. ૯ કંદલિના પાનથી. ૧૦ કોકળગાય. ૧૧ કીડા. ૧૨ પૃથ્વી. ૧૩ ભેટવું.

તટના તરૂ મૂળથિ ભાબળતી,
અતિ જોશથિ મ્લાન જળે વહતી–
નદિ દોડિ મળેછ [1]પયોનિધિને,
હલકા પગની જ્યમ આશકને. ૮

તૃણને સુ નવાંકુર નીકળિયાં,
નિલ ને હરિયાં મૃગિયે ચરિયાં,
નવ પલ્લવ ફૂટિ પ્રિયે! તરૂના,
બહુ શોભિત [2]વિન્ધ્યવનો હમણાં. ૯

[3]નયનોત્પલ ચંચલથી દિપતા–
મુખ જેહ તણાં મૃગ તે ફરતા–
ભય પામિજ વેળુ તણા થળમાં–
કરિ ઉત્સુકતા જનનાં મનમાં. ૧૦

નવ લેખિ ભયંકર ગર્જનને,
ઘનઘોર નિશાથિ નહીં ડરિને,
વિજળીથકિ જોઈજ મારગને–
[4]અભિસારિણિ જાય, મળે પિયુને. ૧૧

વિજળીથિ ભયંકર ગર્જનથી–
ભય પામિ અપાર ઘણી યુવતી,
અપરાધ તમામજ માફ કરે,
શયને પિયુને વળગીજ રહે. ૧૨

નયનોત્પલથી બહુ આંસુ પડે,
પલળ્યા અધરો બહુ તેજવડે,
[5]અનુલેપન ભૂષણ પુષ્પ તજ્યાં,
મનભંગ થઈજ [6]પ્રવાસિપ્રિયા. ૧૩

---

૧ સમુદ્ર. ૨ વિંધ્યાચળ પર્વતનાં વનો. ૩ કાળાં કમળ રૂપી નયન. ૪ નવ નાયિકા માહેની અભિસારિકા સ્ત્રી. ૫ ચોપડવું. ૬ મુસાફરની સ્ત્રી.

## પંચ ચામર.

કીટકો રજ્જો અને તૃણોથિ ડોળું જે થતું,
સર્પની સમાન વક્ર ચાલથીજ ચાલતું,
દેડકાનું જૂથ જેહને ભયેથિ ભાળતું,
એ નવીન પાણિ જે નિચાણમાં દિસે જતું. ૧૪
બેશ ગુંજતા [1]મધૂપ કર્ણપ્રીય જે નકી,
પ્યારિ ! ફૂલ ને દળો વિનાનિ પોરણી મુકી,
મોર જ્યાં કળા કરે અપાર નાચિ હર્ષથી,
ત્યાં પડે જઈ મુઢો નવોત્પલોનિ આશથી. ૧૫
ગર્જના નવા ઘનો તણી થતાં ઘડી ઘડી,
મત્તકુંજરોનિ થાય ગર્જના જહાં વડી;
નીલ અંબુજો સમાન ગંડથી મદો ઝરે,
ભ્રંગપંક્તિ બેઠિ છે અપાર તેહ ઊપરે. ૧૬
પાણિયે ભરેલ અંબુદોથિ શીખરો મળ્યા,
નીકળે ઝરા અપાર જ્યાંથિ બેશ નિર્મળા;
નૃત્ય જ્યાં કળા કરી કરેછ મોરના [2]ગણો,
તેજ પર્વતો દીયેછ હર્ષ લોકને ઘણો. ૧૭
[3]નીપ કેતકી કદંબ [4]સર્જ [5]અર્જુનાદિને,
ડોલવીજ તેમના ફુલોનિ વાસ લેઇને;
પાણિયુક્ત મેઘના સુ સંગથી [6]સમીર આ—
શીત થૈ કરે ન કોનું દિલ્લ આકળું ? પ્રિયા ! ૧૮
કેશ લંબમાન જેણિના નિતંબ સૂધિ છે,
પુષ્પના તુરાનિ આસપાસમાં સુગંધિ છે;

---

૧ ભમરો. ૨ જથ્થો. ૩ સ્થળ કદલી. ૪ સાગ. ૫ એ નામનું ઝાડ. ૬ વાયુ.

ઉચ્ચ કૂચ ઉપરે સુ [૧]માલિકા, મુખે [૨]મધૂ,
તે યુવા સ્ત્રિ કામિને કરે સકામ તો [૩]વધૂ. ૧૯
ઇન્દ્રચાપ ને [૪]તડિલ્લતાથિ બેશ શોભતા—
મેઘ પાણિથી ભરાઇને ધરેછ નમ્રતા,
તે, અને સ્ત્રિ કાંચિ કુંડલોથિ બેશ ઓપતી-
દિલ્લ લે હરી પ્રવાસિના ભલિ સ્વ કાંતિથી. ૨૦

## વસંત તિલકા વૃત્ત.

માલા કદંબ નવ કેશર કેતકીની-
પેરે શિરે યુવતિયો, ખુશબો સુ જેની;
કાને ધરે સુ [૫]કકુભદ્રૂમ મંજરીના-
તુર્રા કરીજ ગમતા મનને મજેના. ૨૧
[૬]કાળાગુરૂ વળિ સુ ચંદન ચર્ચિ અંગે,
ફૂલેલ તેલ ધરિ કેશવિષે ઉમંગે;
સાંજે સુણી [૭]ધનરવો તજિ પીયરોને,
જાયે સ્ત્રિયો પતિગૃહે ઝટ પ્યારિ! જોને. ૨૨

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

કાળાં અબ્જદળો સમાન ધન જે પાણીવડે નમ્ર છે,
વાયૂની ઝપટોવડે ધિમિ ધિમી જેની ગતી થાયછે;
તે [૮]અંબોધર ઇન્દ્રચાપ લઇને [૯]પાંથસ્ત્રિયોના અરે !—
ચિત્તો ચોરિ લિયેછ! જે વિરહના દુઃખોથિ ભારે ઝુરે. ૨૩
પુષ્પે ફૂલિ કદંબના, ઉપવનો શૂ પ્યારિ! હાસ્યો કરે !
હાલી વાયુથિ ડાળ [૧૦]પાદપતણી, નૃત્યો કરેછે ખરે !!

---

૧ માળા. ૨ દારૂ. ૩ વધારે. ૪ વિજળીથી. ૫ એક સુંદર વૃક્ષનું માંજર. ૬ કૃષ્ણચંદન. ૭ મેઘના શબ્દો. ૮ મેઘ. ૯ મુસાફરની સ્ત્રિયો. ૧૦ વૃક્ષ.

કાંટા કેતકિને થતાં, ખચિત શું રોમાંચ થાયે [1]તને!
પાણી નૂતન લેઈ તાપ તજિયો હૂં ધારૂંછૂં [2]કાનને. ૨૪

### માલિની વૃત્ત.

સરસ બકુળમાળા માલતીયુક્ત માથે,
વિવિધ કુસુમ જાઈજૂઇના રૂડિ ભાતે–
સુરચિજ ગજરાઓ લેવરાવેછ કાને,
પતિ સમ થઇ શોભી કાળ આ પ્રેમદાને. ૨૫
કુચ ઉપર ઝુકેછે હાર મુક્તાફળોના,
જરંકસિ સુ નિતંબે વસ્ત્ર ધોળા મઝાના;
નવજળ[3]કણ લાગી પેટના ત્રૈણ વાટે–
હરષમય રૂવાડાં થાય, જાણેછ તું તે. ૨૬
નવજળકણ સંગે શીતતા લીધિ જેણે,
કુસુમથિ [4]નત વૃક્ષો જે ધુણાવે વહીને;
રૂચિર સરસ ગંધો કેતકીની રજોના,
લઇ પવન હરેછે ચિત્ત મૂસાફરોના. ૨૭

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

‘પાણીથી ભરપૂર આજ અમને આધાર આ ઊચનો,
ગ્રીષ્માગ્નીથકિ મિત્ર વિન્ધ્ય ગિરિ આ દાઝેછ રે! ક્યારનો’,
બોલી એમ રખે બધા જળધરો વૃષ્ટીનિ ધારા કરે,
વિન્ધ્યાદ્રી પર આપવાજ બદલો વર્ષાઋતૂમાં ખરે! ૨૮

### માલિની વૃત્ત.

બહુ ગુણથિ ભરેલો ચિત્તહારી સ્રિયોનો,
તરૂવિટપલતાનો ભાઇ સાચો વનોનો;
જલદ સમય આ જે પ્રાંણિને પ્રાણદાતા,
તુજ હિત કરજો તે પ્યારિ! તાપે પિડાતાં. ૨૯

---

૧ દિસે. ૨ વનોએ. ૩ બિંદુ. ૪ નમ્ર, નમેલું.

# શરદૃતુ.

## હરિગીત છંદ.

ઓઢી સુ [1]કાશતૃણોનિ ઓઢણિ, [2]વિકચ કમળમુખે હશી,
કલહંસના રવરૂપી નેપુર નિજ પદે સુખથી કશી;
પાકેલ ધાન્ય રૂપેજ કુમળાં ગાત્ર વાળી બેશ એ–
નવિ વધુ સમાનજ સૌખ્યદાતા **શરદ**ઋતુ આવો પ્રિયે! 　૧
મહિ કાશ-કુસુમે, રજનિ શશિયે, નદિજળો હંસો થકી,
સર કુમુદથીજ, વનાંત સત્પચ્છદે જે નમણા નકી,
રૂડિ માલતીથી ઉપવનો ઉજળાં થયાં એમ સર્વ એ, નવિ૦ ૨
પેરીજ ચંચળ સુરવ કરતી મીનની કટિમેખળા,
બેઠેલ તટ હંસોનિ પંક્તી, હાર એ ધરિ નિર્મળા,
છે તટ નિતંબ વિશાળ, એ નદિ યુવતિગતિરીતે વહે, નવિ૦ ૩
જળબુંદ વણ ઘન [3]રૌપ્ય શંખ [4]મૃણાલ સમ ધોળાં બની,
શત ખંડ થઇને પવન વેગે જાય નભમાં ભામિની!
રાજાનિ પેઠે ચમર નભને કરેછે શું મેઘ એ!! 　નવિ૦ ૪
અંજન સમૂહ સમાન નભ સુંદર થયૂં કાળૂં બધૂં,
[5]બંધૂક-પુષ્પથિ ભૂમિને આવી રતાશ જહાં વધૂ;
કમળોથિ ઢંકાયા મનોહર ઉચ્ચ ભૂમિ-ભાગ એ. 　નવિ૦ ૫
ધરિ ભુષણ તારાગણતણા ઘનમુક્ત બેશ **શશી**મુખી–
ઓઢી સુ નિર્મળ ચંદ્રિકાની ઓઢણી પ્રીતે નકી,
પ્રમદાનિ રીતે બાળ રાત્રી ભાંસતી વધતી વયે. 　નવિ૦ ૬
[6]શાખાગ્ર જેના મંદ મંદ સમીરથી હાલે ઘણાં,
કુસુમોનિ કળિયો થકી ભરપુર છે [7]દલાગ્ર સુ જેહનાં;
[8]મધુસ્રાવ તે [9]કાંચન તરૂનો મળીને મધુપો પિયે, 　નવિ૦ ૭

---

૧ એક જાતનૂં ખડ. ૨ ખીલેલ. ૩ રૂપૂં. ૪ કમળના ડીંટડાં. ૫ બપોરિયાનૂં ઝાડ. ૬ ડાળનો અગ્રભાગ. ૭ પાનનો અગ્રભાગ. ૮ મધુનું નીકળવૂં. ૯ એ નામનું ઝાડછે.

[1]કારંડવોની ચાંચથી બહુ થાય ભંગ તરંગનો,
[2]કાદંબ સારસ શબ્દથી ગાજી રહ્યો તટ જેતણો;
તે કમળરજથી રક્ત નદિયો હુંસરવથી રીઝવે, નવિ૦ ૮

## લલિત વૃત્ત.

અમૃત જે ઝરે શીત કિર્ણથી, સુખદ તે છતાં [3]રાત્રિનો પતી–
પતિ વિયોગના ઝેરિ બાણથી–વ્યથિત નારને દુઃખ દે અતી. ૯
ફળ ભર્યાં રૂડાં ધાન્ય ડોલવી, કુરબકો ફુલો સાથ ધૂણવી,
પવન શર્દનો આ સમે અરે! મદનયુક્ત તે રંગિને કરે. ૧૦
પ્રમદ હંસના [4]દંપતી વસે, ધવલ નીલ જ્યાં અબ્જ [5]વીકસે;
લહરિ જેહની વાયુથી ફરે, સ્મરતણી વ્યથા તે સરો કરે. ૧૧
વિજળિ આજ તો નોય આભમાં, ધનુષ ઇન્દ્રનૂં નોય મેઘમાં;
ધુણવિ ના શકે આભને [6]બકો, પવન પક્ષનો મારિ ચાબખો. ૧૨
કરિ ઉચા મુખો મોરના ગણો, ગગન ના જુયે, ભાવ શર્દનો;
નૃત તજી દિધૂં તેજ કારણે, સ્મર મુકી દિયે હાલ મોરને. ૧૩
મધુર ગાનમાં ખૂબ મોહિને, જઇરહે સુખે હંસના મને;
નિપ કદંબને અર્જુનો તજ્યા, કુસુમથી રહી [7]સત્પપર્ણ જ્યાં. ૧૪
નિગુડ પુષ્પનો વાસ જ્યાં ફરે, [8]પરભૃતા રૂડા નાદ ઓચરે;
[9]મૃગિદૃગો સમા અબ્જ ઊછરે, સ્મરતણી વ્યથા તે વનો કરે. ૧૫

## વસંત તિલકા વૃત્ત.

[10]કલ્હાર પદ્મકુમુદો ખુબ ધૂણવીને,
તે સંગથી ઘણિજ શીતળતા ધરીને;
પાને પડેલ હિમ તે ઝટ ખેસવેછે,
સવ્વારનો પવન વ્યાકુળ ભૌ કરેછે. ૧૬

---

૧ એ નામના પક્ષી. ૨ બતક પક્ષી. ૩ ચંદ્ર. ૪ જોડકાં. ૫ ખીલે. ૬ બગલાંઓ. ૭ એક જાતનું ઝાડ છે. ૮ કોયલ. ૯ મૃગિની આંખો. ૧૦ કાળા ધોળા કમળ.

ધાન્યોથકી મહિતળો ભરપૂર રાજે,
ગાયોતણા જુથ ચરે વનમાંહિ આજે;
ગાજી રહ્યા સુરવ સારસ હંસકેરા
સીમાંતરો રિઝવિને સુખ દે રૂડેરાં. ૧૭
હંસે જિતી ગતિ રૂડી પ્રમદા જનોની,
[1]આંભોરૂહે મુખ-શશીનિ ખુબી મજેની;
નીલોત્પલે મદ ભર્યા શુભ પ્રેક્ષણોને,
પાણીતણી લહરિયે [2]સુભ્રુવિભ્રમોને. ૧૮
લીલી લતા કુસુમ પલ્લવથી નમીને-
લેછે સ્રિનાજ કર-કંકણ-કાંતિયોને,
દેખાય દંત શશિ તુલ્ય સુહાસ્ય તેની-
કાન્તી અશોક નવ માલતિ લે મજેની. ૧૯
કેશો ઘણાંજ ઘન નીલ સમાન કાળા-
તેમાં ધરે સ્રિ નવ માલતિકેરિ માળા,
કર્ણે જહાં કનકકર્ણફુલો રહેછે,
નીલોત્પલો વિવિધ ત્યાં પ્રમદા ધરેછે. ૨૦
હારો સુ ચંદનરસો સ્તનમંડળોયે,
કાંચી સુવર્ણતણિ પુષ્ટ નિતંબમાંહે;
[3]પાદાંબુજે સરસ ઝાંઝરને ઝુકાવે,
રામા ધરી ઉજમ આ ઋતુને વધાવે. ૨૧

માલિની વૃત્ત.

પ્રફુલિત કુમુદો જ્યાં, જ્યાં સુ હંસો વસેછે,
લિલમ સમજ કાંતી પાણિની જ્યાં રહેછે;
રમણિય સર એવાં કાંતિ તેની લિયેછે-
નભ ઘન વણ ચંદ્રે [4]તારકે જે દિપેછે. ૨૨

૧ કમળ. ૨ ભમરના વિલાસ. ૩ ચરણકમલ. ૪ તારા.

સરસ કુસુમ સંગે વાયુઓ શીત વાયે,
જલદ સમુહ પાખી રમ્ય દીશા જણાયે;
નિરમળ જળ દીપે પૃથ્વિ ધાન્યાદિકોથી,
નભ સુ શશિથિ શોભે તેમ તારાગણોથી. ૨૩

[1]દિવસકરમયૂખે પંકજો આ સવારે,
સુખિ યુવતિમુખોની તુલ્ય ખીલેછ ભારે;
પણ કુમુદ બિડાયે આથમી ચંદ્ર જેમ,
વિરહિણિ યુવતીયો હાસ્ય છોડેછ તેમ. ૨૪

[2]યુવતિનયનશોભા શ્રેષ્ઠ નીલોત્પલોમાં,
[3]સુવરણરસનાની ખૂબિ હંસ સ્વનોમાં;
અધરરૂચિરશોભા જોઇને બંધુજીવે-
[4]પથિકજન પુકારી પ્યારિને ખૂબ રૂવે. ૨૫

## વસંત તિલકા વૃત્ત.

મૂકી [5]શશાંકતણિ કાંતિ સ્ત્રિના મુખોમાં,
હંસોનિ વાણિ મધુરી મણિ નેપુરોમાં,
બંધૂક પુષ્પખુબિ ઓષ્ટ મનોહરોમાં-
રાખી ગઈ શરદલક્ષ્મિ કઈ જગોમાં? ૨૬

## માલિની વૃત્ત.

વિકચ કમળ મોઢૂં, નેત્ર નીલોત્પલો છે,
ખિલિ નવિનજ કાશો ઓઢણી શ્વેત થૈ છે;
હસતિ કુમુદ ખીલી નારિ જેવી છટેલી-
શરદ તુજ સુખોને આપજો પ્યારિ! વેલી. ૨૭

---

૧ સૂર્યના કીરણથી. ૨ સ્ત્રીની આંખની શોભા. ૩ સોનાના કંમરપટાની. ૪ મુસાફર. ૫ ચંદ્ર.

## હેમંત વર્ણન.

### ભુજંગ પ્રયાત.

નવાં પલ્લવો ફૂટિ પુષ્પો ઉગેછે,
ખિલે લોદરો ધાન્ય તો નીપજેછે;
બને અબ્જ મેલાં પડે હીમ ભારી,
ઋતૂ એવિ હેમંત આ આવિ પ્યારી! ૧

રૂડા મોતિના હાર કુંદેંદુ[1] તુલ્ય,
પડી રંગ રાતો થયા જે અમૂલ્ય;
ન પેરેજ પુષ્ટ સ્તને કોઇ નારી-
સુઉચ્ચ સ્તની જેણિનો શોક ભારી. ૨

ન હસ્તે ધરે કામિની કંકણોને,
ન ઓઢે નિતંબે નવા [2]દુકુલોને;
ન પુષ્ટ સ્તને કંચુકી ઝીણિ પેરે,
વિલાસો ગમે જેણિને રૂડિ પેરે. ૩

સુવર્ણે સુ રત્ને જડી કાંચિયોને-
નિતંબે ન પેરે સ્ત્રિયો, આજ જોને;
ન પેરે પદાંબૂજમાં હંસકેરાં-
રવો જે કરે, નેપુરો તે રૂડેરાં. ૪

કરે લેપ ગાત્રે સુ કૃષ્ણાગુરૂનો,
મુખાબ્જે કરે ઠાઠ જ્યાં ચીતરોનો;
સુ કાળાગુરૂનું શિરે તેલ ઘાલે,
સ્ત્રિયો સુર્ત્તના ઉત્સવે આજકાળે. ૫

રતીથાકથી મૂખ પીળુંજ જેનું,
તથાપી થતાં હર્ષ મોઢૂં મજેનું.

---

૧ કુંદ અને ચંદ્રજેવા. ૨ વસ્ત્ર.

હશી ના શકે કેમકે દંતઘાતે-
થઈ હોઠપીડા સ્ત્રિને સારિ રાતે. ૬
સુ પુષ્ટસ્તનોને અને ઊરૂઓને-
પિડાવૂં પડે પામિને મર્દનોને,
ગણી વાંક પોતાતણો શીત ભારે-
તૃણે હીમ મૂકી રૂયેછે સવારે. ૭
પ્રિયે ! પાકિયાં છે અનાજો ઘણાંજ,
મૃગીયોતણાં જૂથ માલેછ આજ;
રૂડા [1]ક્રૌંચશબ્દો તણા નાદ થાય,
દિયે સીમ આનંદ દિલ્લે ન માય. ૮
સરોમાં ખિલેછે નિલાબ્જોજ સારાં,
કરે મત્ત હંસો રવો ખૂબ પ્યારા;
જળો હોયછે નિર્મળો, શીતળો, એ-
સરો લે હરી દિલ્લ સૌના, તું જો એ. ૯
પડી હીમ ટાઢો પ્રિયે ! જેહ પાકી,
ધિમા વાયુએ સૂકવી જેહ નાખી;
[2]પ્રિયંગૂલતા તે વિયોગીણિરીતે-
પડી પીળિ, જો, જાણછે તૂજને તે. ૧૦
સુ પુષ્પોતણાં મધ પીધાં મજાનાં,
પલંગે સુવાસો થયા અત્તરોના;
સ્ત્રિઅંગે લગાવી સ્વ અંગોજ નેટ-
સુવે કામિયો આજ થૈ લોટપોટ. ૧૧
સ્ત્રિના હોઠ રાતા થયા દંતઘાતે,
નખાઓ સ્તને લાગિયાં ખૂબ રાતે;
કર્યૂં યુદ્ધ એ કામનૂં સ્ત્રી નરોએ-
બતાવે સવારે પ્રિયે ! લક્ષણો એ. ૧૨

---

૧ એકજાતના પક્ષી. ૨ એ નામની વેલ.

## વસંત તિલકા વૃત્ત.

કોઈ સ્ત્રિ દર્પણ લઈ કરમાં સવારે,
જોવે સ્વ મૂખ, મૃદુભાષિણિ! વાર વારે;
હોઠે થયો કરડ ચુંબનથી કરીને,
ખેંચી જુવે અધર નારિ ફરી ફરીને. ૧૩
થાકી સ્ત્રિ કોઈ સુરતશ્રમથી અપારે,
ઊજાગરો કરિ થયાં નયનોજ લાલે;
કેશો છુટા મુકિજ તે તરૂણી સુવેછે,
સવ્વારના [1]મૃદુ રવી થકિ જે તપેછે. ૧૪
બીજી સ્ત્રિ જીર્ણ ફુલ કેશતણાંજ કાઢી,
ફૂલેલ તેલ ધરિ ગૂંથતિ વેણિ સારી;
ફૂલો નવીન ધરતી શુભ કેશમાંહીં,
જેના પિનોન્નત સ્તનો અતિ સૌખ્યદાઈ. ૧૫
લીધી બહાર પિયુયે તનબાગકેરી,
જોઈ સુ રક્તિમ પ્રભા અધરોનિ સારી;
ઢાંકે નખક્ષત સુ કંચુકિ લાલ પેરી
મૂકી લટો લટકતી પ્રમદા રૂડેરી. ૧૬
કોઈ થઈ [2]સુરતકેલિ વડે શ્રમીત,
સ્વેદોતણા કણ શરીર વિષે [3]અમીત;
ઊરૂ અને સ્તનયુગે થઇ રોમહર્ષ,
[4]અભ્યંગ ખૂબ કરતી ધરિ દિલ્લ હર્ષ. ૧૭

## માલિની વૃત્ત.

અપ્રતિમ ગુણવાળો પ્રેમદાને વહાલો,
બહુ હિમ મુકનારો [5]શાલિ સૂકાવનારો;

---

૧ સવારનો સૂર્ય. ૨ ક્રીડા. ૩ અગણિત. ૪ ચોળીને, સુગંધીપદાર્થ લગાવીને નહાવું. ૫ એક જાતનું અનાજ.

મધુર સરસ ગાયે ક્રૌંચ જેમાં ઘણાંજે
સુખકર તુજ થાજો, પ્યારિ ! હેમંત આજે. ૧૮

## શિશિર વર્ણન.

### નારાચ છંદ.

અનાજ પાકિયાં જહાં તહાંજ શેરડી દિસે,
સુ ક્રૌંચ પક્ષિનાજ નાદ થાયછે મહી વિષે;
અનંગ વૃદ્ધિકાર, જે યુવાસ્ત્રિને ઘણો ગમે,
શિશીરકાલ આવિયો, [1]વરોરૂ ! સાંભળો તમે. ૧
કરીજ બંધ બારિ બારણા સુ મધ્ય ધામનો—
લિયેછ ઉપભોગ અગ્નિનો તથા ગભસ્તિનો,
ધરેછ ઊન વસ્ત્ર હોયછે સુ બોજદાર જે,
રમે યુવાન નારિ સાથ કામિયો કરી મજે. ૨
ન વાપરે સુ ચંદનો શશી સમાન શીત જે,
ન થાય બેસતાં અગાસિયે શિશીરમાં મજે;
હિમોથિ શીત વાયુ નોય આ રતેજ કામનો,
શિશીરકાળ તો ખરો વરોરૂ ! તૂજ કામનો. ૩
[2]તુષારપાત ને શશાંકતેજથી સુ શીત જે
[3]ભુષીત તારકાદિથી અપાર રૂડિ રાત એ—
ન લોકને ક્રિડાર્થ કામની કશી પ્રિયે ! સુણો.
શિશીર કાળ તો ખરો વરોરૂ ! તૂજ કામનો. ૪
કુસૂમમાલિકા વિલેપનો સુ બીડિ પાનની—
લઈ કરે નિતંબિની પીઈ સુ [4]જામ મદ્યની,
સુવાતણા મહેલમાં પધારતી ખુશી થતી,
દિધા જહાં સુગંધિદ્રવ્ય આદિના ધુપો અતી. ૫

---

૧ સ્ત્રી. ૨ હિમનું પડવું. ૩ શોભતું. ૪ પ્યાલો.

કરી પ્રિતી બિજીથિ એ પતીતણો ગુન્હો છતાં
પ્રિયાભયે ધ્રુજી પતી સુ સંગ કાજ આવતાં,
ન રાખિ રોષ સ્વામિના ગુન્હાતણી ક્ષમા કરે,
સ્ત્રિયો સુવે ભિડાવિ કૂચ ખૂબ સ્વામિના ઉરે. ૬

ઉમંગભેર જંગ કામિયે અનંગરંગમાં,
મચાવિ જોબના થંકાવિ ખૂબ લાંબિ રાતમાં;
શ્રમે થયો પ્રસેવ પ્રેમદાઉરે, સ્તનો દુખે,
પ્રભાતમાં ધિમી ધિમી સ્ત્રિયો ગતી કરી શકે. ૭

સુ તંગ [1]કંચુકીથકી પિડાય ઉન્નત સ્તનો,
ધરી સુ ઓઢણી ઉરે પ્રકાશ જેહનો ઘણો;
[2]શિરોરૂહો કુસૂમ ખૂબ ગૂંથિને દિપાવતી–
કૃતાર્થતા શું હીમકાળનેજ નારિ આપતી ! ! ૮

વિલાસિની-પયોધરો સુરમ્ય કેશરો વડે–
બહાર જોબનોનિ જ્યાં સુ ઉષ્ણતા રૂપે રહે;
લગાવિ કૂચ સાથ ઊર ખૂબ જ્યાં જવાનિયા–
[3]પરાભવો કરેછ શીતના, સુણો તમે પ્રિયા ! ૯

ધર્યાં સુવાસ કાજ જેવિષે રૂડાં [4]સરોરૂહો,
નિસાસથી શું થાય કંપમાન જે પ્રિયે ! અહો ! !
અનંગજંગમાં સુરંગ જામવાજ યોગ્ય જે.
મધૂ પિયે પિયૂનિ સાથ નારિ, રાત્રિયે મજે. ૧૦

મધૂતણો મદો અને રતાશ ઊતરી ગઈ,
પતી-સુ-સંગથી કુચાગ્રમાં કઠીણતા થઈ;
પ્રભાતમાં સ્વ દેહ ભુક્ત જોઇ ખૂબ હર્ષમાં–
સ્ત્રિયો મુકી સુવાનું ધામ, જાય અન્ય ખંડમાં. ૧૧

---

૧ કમખો. ૨ કેશ. ૩ હરાવવું. ૪ કમળ.

ફુલેલ તેલ નાખતાં સુવાસ બેશ કેશને,
જહાંથિ પુષ્પમાલિકા ખસી વિખેરિ વેણિને;
[1]ગુરૂ નિતંબ ખૂબ, [2]નિમ્ન નાભિ, કેડ પાતળી,
પ્રભાતમાં સ્ત્રિ જાય શૈન છોડિ બેહબાકળી. ૧૨

સવારમાં જળેથિ [3]ક્ષાલણો કર્યાં મુખોતણાં,
ભિનાશ કર્ણ સૂધિ જે દિસેછ અબ્જ સ્વર્ણના;
ઉજાગરેથિ લાલ નેત્ર, વાળ સ્કંધ ઊપરે,
રૂડાં મુખોનિ નાર તે શ્રિ જેવિ માલતી ધરે. ૧૩

કટી નમી લગાર [4]શ્રોણિભારથીજ જેહની,
થતાં અપાર ભાર કૂચનો ગતી ધિમી બની;
અનંગરંગનો સુરંગિ વેશ મૂકિ અંગના,
દિને પહેરવાતણો સુવેશ લે નિજાંગમાં. ૧૪

## માલિની વૃત્ત.

પતિનખપદ લાગી છે [5]વ્રણો ઊચ કૂચે,
અધર [6]કિસલયોએ રક્તતા દંત ખૂંચે;
સુ રવિ ઉદય કાળે જોઇ આ ફેરફારે,
ખુશિજ થતી સ્મરીને રાતકેરી બહારે. ૧૫

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

થાયે ગોળતણા પદાર્થ, સઘળે ધાન્યો અને શેરડી,
કામક્રીડણ યોગ્ય આ ઋતુ ભલી, આરોગ્યતાએ વડી;
જે દેનારિ દુખો વિયોગિ જનને, જે સૌખ્યદા અન્યને,
શાજો એ શિશિરાખ્ય મોશમ તને આનંદદા અંગને ! ૧૬

---

૧ મોટું. ૨ ઊંડું. ૩ ખૂબ ધોવૂં. ૪ કેડનો પાછલો ભાગ. ૫ ઉઝરડા. ૬ રાતાં પાન.

# વસંત વર્ણન.

## સવૈયા એકત્રીશા.

ફૂલ્યા અંકુર આંબા ઊપર તિક્ષણ [1]શાયક જેનૂં, એહ,
ભ્રમરપંક્તિ તે પર રાજેછે ધનુષ્યનો ગુણ જાણો તેહ;
સુરત પ્રસંગી જનનાં મનનૂં ભેદન કરવા જોને પ્યારિ !
એ વસંત લડવૈયો આવે શૂરાતન જેનૂં છે ભારિ. ૧
દ્રુમો થાયછે પુષ્પોવાળાં, કમળોવાળાં સરો તમામ,
સુગંધિ વ્યાપે પવનોમાંહે, વિલાસિની થાયછે સકામ;
સુખદાયક હોયછે પ્રદોષો, દિવસો રમ્ય સદા દેખાય,
પ્રિયે ! કહૂં ટૂંકામાં તુજ, તો વસંતમાં બધું બેશ જણાય. ૨
જરા તુષારો પડી અગાસી શીતળ થાયે આ ઋતુમાંહ્ય,
સ્ત્રિયો શિરોમાં ચંપકપુષ્પો સુગંધિવાળાં ધરે સદાય;
મનોહરો ને ખુશબોદારો ફુલોતણી કરિ માળા બેશ,
પીનસ્તન ઉપર લટકાવે અલબેલી હોંશે હંમેશ. ૩
[2]વાપી જળને સ્ત્રીસ્નાનેથી, મણિકાંચીને [3]લંક વડેજ,
ચંદ્રયુક્ત રાત્રિને, સ્ત્રીયોને કામતણી શુભ ક્રીડાયેજ,
કુસુમભરેથી નમ્ર આમ્રને પુષ્પ સ્ત્રિયોના કાને રાખિ,
આ વસંત લેખામાં આણે, પ્રિયે ! કહૂં શૂં તુજને દાખિ ? ૪
ટીપાં પડતી કસુંબિ રંગનિ ઓઢણિયો સ્ત્રિય નિતંબ દેશ–
શોભાવેછે બારિક જરિની કંચુકિ પીન સ્તનને બેશ,
નવ [4]કર્ણિકાર કુસુમો કાને, અશોક [5]અલકે, સ્તન પર હાર,
નવમલ્લિકાનિ માળા માથે શોભાવે પ્રમદાને સાર. ૫
સ્તનપર શિત [6]ચંદનાર્દ્ર હારો, હસ્તે કંકણ રત્ન જડીત,
વિલાસિનીયો જધને પેરે સુવર્ણકાંચી પ્રિતી સહીત;

---

૧ બાણ. ૨ વાવ્યનૂં પાણી. ૩ કેડ ૪ કરણનું ઝાડ.
૫ વાળ. ૬ ચંદનથી ભીના.

કનકકમળ સમ અબળામુખ પર કેશર કસ્તુરિ જે ચિતરેલ,
તેપર ને સ્તન પર પરસેવે દીપે મોતી હિરે જડેલ. ૬
કંચુકિ આદિક [1]વસનબંધનો ઢિલાં થાય છે પ્રમદાનાજ,
થાય **મદન** વ્યાકૂળ અવયવો તેઓકેરાં **પ્યારી**! આજ;
છતાં નાથ પાસેંજ પ્રેમદા [2]સંગમોત્સુકા મુકી સબૂર
વિરહિણી પઠે નિસાસ ભરતી સંગતણી ઇચ્છા ધરિ ઊર. ૭
[3]કૃશતર, [4]પાંડુર, [5]અલસિત, શ્રમિતજ અબળાના શુભઅંગ **અનંગ**
કરી આ રતે શોભાવેછે મચાવિ રાત્રે સૂરતજંગ;
[6]મદિરાક્ષીના નયને ચંચળ, ગાલે પાંડુ, સ્તને કઠીણ,
કટિયે કૃષતર, પુષ્ટ નિતંબે, થઇ રહેછે [7]**કુસુમાયુધ** લીન. ૮
પ્રમદા જનનાં **અંગ અનંગ** કરેછે [8]નિદ્રાલસથી યુક્ત,
વાક્યો **મદનાતુર** અતિ મીઠાં, કટાક્ષથી પ્રેક્ષણ સુવ્યક્ત;
કૃષ્ણાગુરૂ ને પ્રિયંગુલતિકા કુસુમ કસ્તુરી કેશર ભેળિ-
લેપ કરેછે [9]કુચકલશો પર મદાલસા મદથીજ ભરેલિ. ૯
**અનંગ** શરથી ઘાયલ નર અંગરખાં જાડાં તજિને અંગ-
પેરે બારિક કસૂંબિ, ઊપર લગાવિ અત્તર ધરી ઉમંગ,
કોયલ આમ્રરસોથિ મત્ત થઇ પ્રિયાતણું શુભ મુખ ચુંબેછ,
[10]અંબુજસ્થ ભ્રમરો કરિ ગુંજા-રવ ભ્રમરીના કહ્યાં કરેછ. ૧૦
આમ્રવૃક્ષ શુભ [11]તામ્રપલ્લવે નમ્ર થઈ પુષ્પે પ્રફુલીત,
પવને કંપિત થઇ, ઉત્કંઠિત પ્રમદાનાં મન કરે વ્યથીત;
રક્તપલ્લવે રાતે કુસુમે ભર્યો મૂળથી ટોચે ઠેઠ,
અશોક તરૂ તે કરે [12]સશોકજ વિરહિણિને આ ટાણે નેટ. ૧૧

---

૧ કમખાના તથા ઘાઘરાનાં બંધન, નાડિયો, કંશો. ૨ સંગમ કરવાને આતુર. ૩ દુબળું. ૪ પીળું. ૫ આલસભરેલું. ૬ મદીરા પીધાથી લાલ આંખ્યો થયેલી એવી સ્ત્રી. ૭ કામદેવ. ૮ નિદ્રા તથા આલસથી. ૯ સ્તનરૂપી કલશ. ૧૦ કમળમાં રહેનાર. ૧૧ રાતાંપાન. ૧૨ શોકસહિત.

## છંદ મનહર.

જેહના સુમનતણું ચુંબન કરિને બહુ
સુંદર ભ્રમર અતિ પ્રમત્તજ થાયછે,
મંદ મંદ પવનના વહનથી નમી નમી
પલ્લવ કોમળ જેના બહુ અકળાયછે;
સરસ એ આંબામોર ચિત્તતણા ખરા ચોર
વસંત ઋતુમાં ઓર ભારિ સુખ દિયેછે,
જેના જોવાથકિ નકિ ચકિત કામિયો થઈ
વિલાસિનિ અબળાનો સંગ દિલે ચાયછે.　　૧૨
સુંદર સ્ત્રિના મુખની કાંતિ કુરબક લિયે
જેની કળિતણી શોભા તતકાળ જોઇને,
[1]મનસિજશરથી પિડિત કયા મનુશનું
થાય નહિં મન ? પ્યારિ ! કહે હવે મુજને;
કુસુમથિ ફુલિ વને ધખતા અનલ સમ
રક્ત થૈ [2]પલાશ તરૂઓજ હાલે પવને,
તેથી રાતિ થઇ મહી જાણે યુવતિયે ઓઢિ
તન પર ચળકતિ કસુંબિ ઓઢણિને.　　૧૩
શુકતણિ ચાંચ જેવો રંગ તે પલાશ તરૂ
પછાત શું પડયો હતો ભેદનકરણમાં ?
કરણના કુસુમોએ પ્રિયે ! શું રાખિ છે બાકિ
વ્યાકુળિત કરિ મન ઓરિનેજ દાહમાં. !
તે આ પાછો કોયલ સુ આમ્રરસે મત્ત થઈ
મચિજ અપાર મનહર નિજ ગાનમાં
વિરહિ પુરૂષતણું મનનું હનન કયમ
કરવાજ મંડયો થઇ નિરદય દિલમાં.　　૧૪

---

૧ કામદેવ.　૨ ખાખરો.

હરષિત કોયલતણા સુ મંજુ રવવડે
અસ્પષ્ટ તથાપિ મનહર ભ્રંગનાદથી-
થાયે પ્રમદાનું મન વ્યાકુળ અપાર અને
લજ્જાયુત તેમ નમ્ર કામના પ્રભાવથી;
કુસુમિત આમ્રકેરી કળિને ધુણાવિ કરિ
કોયલના રવ દશ દિશ પથરાવિને,
નરતણું મન હરિ પવન વહેછે ઠિક
વસંતનિ મોશમમાં હિમને સુકાવિને. ૧૫

યુવતિના [1]સ્મિત મુખ સમ પ્રફુલિત થયાં
કુંદ જ્યાં, આરામ તેહ ચિત મુનિયોતણાં-
વિક્રત કરેછે પછિ જુવાનતણાંજ મનો
વ્યાકુળ કરવા કાજે રાખે તેહ શી મણા ?
કાંચી કનકનિ પેરી હાર લટકાવિ કુચે
[2]કંદર્પના દર્પથીજ ટાઢું જેનું ગાત્ર છે,
વસંતે તે યુવતિયો કોયલ-ભ્રમરરવ
મદદમાં લઇ કામિ-તણા દિલ મોહેછે. ૧૬

નાનાવિધ પુષ્પવૃક્ષ ખીલ્યાં છેજ જહાં અતિ
ગર્જિત થયાં શિખર કોયલના રવથી,
વૃક્ષવેલ વડે વ્યાપ્ત, થયાં છે પથર જેના
પર્વત તે જનને કરેછે યુક્ત હર્ષથી;
નારિનો વિયોગિ મુસાફ્ર [3]સહકાર જોઈ
ત્રાસિ આંખ્યુ મિચિ લેજ, બિડે નાક હસ્તથી,
'પ્યારિ ! તું મળિશ કયારે ' પોકારિજ વારે વારે
રૂવેછે વ્યાકુળ થઈ સ્નેહતણા શોકથી. ૧૭

---

૧ હસતૂં. ૨ કામદેવ. ૩ આંબો.

## માલિની વૃત્ત.

પ્રમદ મધુકરોના કોયલોના અવાજે
કુસુમિત સહકારે શ્રેષ્ઠ કર્ણેથિ આજે-
મન બહુ યુવતીના શું [1]મધૂમાસ જાતે-
શર સમજ દમેછે મન્મથોત્તેજનાર્થે. ૧૮

## શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

આમ્રોના શુભ મોર કેરૂં શર છે, પાલાશનૂં ચાપ છે,
દોરી ભ્રંગકુળોનિ હાર ધનુને, [2]શિતાંશુનૂં છત્ર છે;
હસ્તી છે [3]મલયાનિલો, [4]પરભૃતો [5]બંદીજનો જેહના
દેજો સૂખ તને અનંગ નૃપ તે, લેઈ [6]મધૂ સાથમાં. ૧૯

## * વસંત તિલકા વૃત્ત.

ત્યાં દક્ષિણા યુવતિનો દરબાર છોડે
ને ઉત્તરાથિ પ્રિતિ રાય દિનેશ જોડે;
દિગ્દક્ષિણા મુકતિ દક્ષિણ વાયુ યોગે-
ઊંડા નિસાસ થઇ વ્યાકુળ પ્યારરોગે. ૨૦
દર્કાર રાખી નહિં સુંદરિના પગોની,
ફૂલ્યા અશોક તરૂ ખૂબજ પ્યારિ ! જોની;
આવ્યાં સુ પલ્લવ નવીન દરેક ડાળે;
આતૂર થૈ રસિક લોક બધા નિહાળે. ૨૧
પ્યારી ! સુ આમ્ર તરૂના નવ પલ્લવોએ
કીધી અદા ફરજ કામશરોનિ જો, એ;

---

૧ વસંત માસ. ૨ ચંદ્ર. ૩ મલય પર્વતના પવન. ૪ કોયલ. ૫ ભાટ. ૬ વસંત.

* કુમારસંભવના ત્રીજા સર્ગમાં કરેલું વસંત વર્ણન આંહીંથી દાખલ કર્યું છે.

બેસારિ ભ્રંગયુથ ઉપર શ્રી **વસંત,**
શ્રી કામનો [૧]વિજય લેખ કરે પ્રથીત. ૨૨
આ કર્ણિકાર ખિલિ ચિત્ર વિચિત્ર રંગે,
ખુશ્બો ન દીધિ વિધિયે શુભરંગ સંગે;
પ્યારી ! થવા સરખિ વસ્તુ તમામ વાતે,
રે ! હોયછેજ અવળો વિધિ સર્વદા તે. ૨૩
આ ખાખરા શિશુ **શશી** સમ વક્ર થૈને,
રક્તત્વ ધારણ કર્યું મધુમાં ખિલીને;
જાણે **વસંત** મળતાં વનદેવતાને-
અંગે નખક્ષત થયાં, સહુલોક માને. ૨૪
ત્યાં લાગતાં ભ્રમર આમ્ર-સુપલ્લવોને,
આંજે સુ અંજન **વસંત**વનશ્રિ જોને ! !
રાતાં દળો નિકળિ બાળ ર**વી** સમાન-
તાંબૂલ ખાય વનદેવિ જણાય જાણ. ૨૫
અંજૈ [૨]પિયાલુદ્રૂમમંજરિની રજોથી-
[૩]સારંગ ઉદ્ધત બની મદના રસોથી-
ફર્ત્તા ફરેછ [૪]ખરતા દલના પ્રદેશે,
દે ઠેકની ઉપર ઠેક ઘણાં અવેશે. ૨૬
ખાઈ સુ આમ્રરસ કોયલ સૌ ટહૂકે,
નજીદીકનો વનવિભાગ ગજાવિ મૂકે;
'મૂકો સ્ત્રિયો ! સરવ માનજ' એવિ રીતે-
જાહેરનામું સ્મરનૂં કર્યું શૂં **વસંતે** ? ૨૭
હોઠે પિડા નથિ જરા, હિમના અભાવે,
મોઢે પિળાશ જરિ લોધ્રફુલેથિ આવે;

---

૧ ઢંઢેરો. ૨ એક જાતનું ઝાડ છે. ૩ હરણ. ૪ ખરતા પાનડાવાળા દેશમાં.

એ કિન્નરી મુખસરોરૂહ ઊપરે જે-
મોતી સમાન કણ શ્વેદતણાં બિરાજે. ૨૮
થાતાં અચાનક વસંતતણી પ્રવૃત્તી,
રોકે બળે તપસિ કામવિકાર વૃત્તી;
ખેંચે ધનુષ્ય કુસુમાયુધ ચોખુણોમાં
ત્યાં [1]દ્વંદ્વ ભાવ વરત્યો પશુ પક્ષિયોમાં. ૨૯
વેગે મધૂ કુસુમપાત્ર વિષે લઈને,
સ્નેહે દિયે ભ્રમર આ ભ્રમરી પ્રિયાને;
આ [2]કૃષ્ણસાર શિંગડે મૃગિને ખજોળે,
એ સ્પર્શ મિષ્ટ ગણિતે નયનો મિચી લે. ૩૦
સૂંઢે લઈ જલસમૂહ ગજાધિરાજે-
પાયે જુઓ [3]કરિણિને અતિ સૌખ્યકાજે;
ઉચ્છિષ્ટ બીસ ચકવો ચકવી પ્રિયાને-
આપી કહે ઝટ હવે સખિ! રાજિ થાને. ૩૧
સંગીતના શ્રમવડે નિકળ્યાં મુખોએ
શ્વેદાંબુ મૌક્તિક સમાન પ્રિયે! તું જો એ,
પીતાં મધૂ ઉમદું નેત્ર થયાંજ લાલ
ચુંબેછ કિન્નરજ કિન્નરિના સુ ગાલ. ૩૨
છે પુષ્પગુચ્છ અતિ પુષ્ટ કુચોજ જેનાં,
શોભેછ લાલ નવપલ્લવ હોઠ તેનાં;
એ વેલ આમ્ર તરૂને નિજ શાખ હસ્તે-
આલિંગનો પ્રિતિથિ દે ઋતુ આ વસંતે. ૩૩

---

૧ જોડકાં. ૨ કાળિયાર. ૩ હાથણી.

*છંદમનહર.

"ઘડિ ઘડિ રિસાઓ શું? તમે રિશ મુકિદીોને
"ઇરષા ન ઞાઝિવાર રાખિયેં હ્દયમાં,
"ખિલતિ જવાનિ વાળિ સ્ત્રિયો! આ જોબન નવું
"ગયું પાછું વળે નહિં જાણજોજ મંનમાં;"
ઢંઢેરો જાહેર કર્યો મદન નરેશે આવો
રસિલિ કોયલ મારફતે સહુ જનમાં,
તેને તાબે થઇ જાણે જોબનવંતિયો રમે
અહોનિશ પતિ સાથે અતિ ગુલતાનમાં. ૩૪

સમાપ્ત.

* રઘુવંશના ૯ મા સર્ગના ૪૭ મા શ્લોકનો ભાવ આ શ્લોકમાં છે.